ત્યારે માત્ર તેઓને લક્ષ્યમા રાખીને ધર્મશાસ્ત્ર પણ પોતાના વિધાનોની પુનર્વ્યવસ્થા પુરૂષાનુકૂળ કરે છે

એ રીતે સ્ત્રીસમાજને લક્ષ્યમા રાખીને ભારતના એક પણ શાસ્ત્રમા એક પણ પુનર્ઘટના થઇ હોય એવુ હજુ સુધી તો કોઇ ઈતિહાસકારે નોંધેલુ કે વાચ્યુ કે સાભળ્યુ નથી



## બ્રહ્મચર્યમા એક ખાસ દૃષ્ટિ

બ્રહ્મચર્ય પાળવામા અહિંસાની પણ એક ખાસ દૃષ્ટિ છે કામાચારને સેવતા બીજા અનર્થો તો છે જ ઉપરાત અનેક જીવોનો ઘાત પણ થાય છે 'કામાચારને સેવતા મનુષ્યને કેવા પ્રકારનો અસયમ લાગે?' એવો પ્રશ્ન શ્રીગોતમે ભગવાન મહાવીરને કર્યો એના ઉત્તરમા ભગવાન મહાવીરે ભગવતી સૂત્રમા જણાવ્યુ કે "કોઇ મનુષ્ય રૂથી ભરેલી નળીમા તપેલો સળિયો નાખે તો રૂનો નાશ થઇ જાય છે તેમ કામાચાર સેવી મનુષ્ય સ્ત્રીયોનિગત જન્તુઓનો નાશ કરે છે તે જન્તુઓ પણ આપણી પેઠે પચેન્દ્રિય છે અને તેમની સખ્યા નવ લાખ છે એ ઉપરાત એ જીવોની સાથે રહેના સમૂર્છિમ જીવોની તો કાઇ સખ્યા જ નથી" વાત્સ્યાયન કામસૂત્રનો ટીકાકાર જય મગળ પણ નીચેના શ્લોકદ્વારા એ જીવોત્પત્તિનો ઉલ્લેખ કરે છે

रक्तजा कृमय सूक्ष्मा मृदुमध्यामशक्तय ।
स्मरसद्मनि कण्डूर्ति जनयन्ति तथाऽवलाम् ॥

અધ્યાય ૧, અધિકાર ૨, પૃષ્ઠ ૭૭-૭૮

અર્થાત્–સ્મરસદ્મ–યોનિ–મા જે કડુતિ–ચળ આવે છે તે તેમા રહેલા રક્તજન્ય સૂક્ષ્મ કૃમિઓને લીધે.

કવિ કોક્કોક પોતાના રતિરહસ્યમા ( પરિ ૩, શ્લો ૮, પૃ ૨૩ ) પણ આ જ વાતને આજ શબ્દોમા મૂકે છે

> योनियन्त्रसमुत्पन्ना सुसूक्ष्मा जन्तुराशय ।
> पीड्यमाना विपद्यन्ते यत्र तन्मैथुन त्यजेत् ॥
>
> યોગશાસ્ત્ર પ્રકાશ ૨, શ્લો ૭૯, પૃ ૧૨૧

એમ કહી આચાર્ય હેમચદ્ર કામાચારમા થતા જીવવધનો ત્યાગ કરવા કામાચારના વર્જનનો ઉપદેશ કરે છે અને સાથે વાત્સ્યાયનનો ઉપર્યુક્ત પુરાવો પણ ટાકે છે

વર્તમાન વિજ્ઞાને કરેલુ આ જીવોત્પત્તિનુ સમર્થન તો જાણીતુ છે એમ બ્રહ્મચર્ય પાળવામા જેમ બીજી અનેક દષ્ટિઓ છે તેમ આ અહિંસાની પણ એક દષ્ટિ છે અને ખાસ કરીને જૈનોપદેશકો બ્રહ્મચર્યનો ઉપદેશ દેતા તેનો પણ ઉપયોગ કરે છે



## બ્રહ્મચર્ય રક્ષાના ઉપાયો (સગ્રહિત)

૧ બાળલગ્નનો સર્વથા ત્યાગ કરવો ઓછામા ઓછા અઢાર વર્ષ પહેલા છોકરાના અને ચૌદ વર્ષ પહેલા કન્યાના ભૂલેચૂકે પણ લગ્ન કરવા જોઈએ નહી

૨ વૃદ્ધલગ્ન કદિ પણ થવા દેવા નહી

૩ બ્રહ્મચર્ય-આશ્રમોની સ્થાપના કરવી જોઇએ કે જેમ બાળકોની બ્રહ્મચર્ય-રક્ષાનો અને ધર્મ-શિક્ષણનો પાકો પ્રબંધ હોય અને સાથેસાથે તેમને ધર્મમૂલક બ્રહ્મચર્યનું શિક્ષણ પણ આપવામાં આવે. ઓછામાં ઓછા અઢાર વર્ષની ઉમર સુધી તો આશ્રમમાં રહેવું અનિવાર્ય (ફરજીયાત) હોવું જોઇએ

૪ છોકરાઓ અને કન્યાઓની સગાઇ પણ નાની ઉમરમાં કરવી જોઇએ નહીં

૫ તેમને ચમકદાર-ભભકા બંધ કપડાં અને ઘરેણાં બિલકુલ પહેરાવવા નહીં.

૬ શૃંગારવાળા કાવ્ય, નાટક, નોવેલ વિગેરેના પુસ્તક બ્રહ્મચારીના હાથમાં કદિ પણ જવા દેવા ન જોઇએ અને વિદ્યાર્થીઓને સાહિત્યની દૃષ્ટિએ પણ એવા ગ્રંથો ભણાવવા જોઇએ નહીં

૭ શૃંગારરસપ્રધાન નાટક-સીનેમા કદિ પણ જોવા જોઇએ નહીં. બાળકોને તો તે ન જ દેખાડવા

૮ મરચાં, રાઈ, ગરમ મસાલા, અથાણાં, ખટાઈ તથા વધારે ખાંડવાળા પદાર્થો અને વધારે ગરમ-ઉત્તેજક ચીજો ખાવી જોઇએ નહીં ભોજન ખૂબ ચાવીને જમવું તેમજ હમેશાં સાદું, તાજું અને નિયમિત ખાનપાન કરવું કોઇ પણ માદક નશાવાળી વસ્તુનું સેવન કરવું નહીં

૯ બને તેટલું નિત્ય ખુલ્લી હવામાં સવારે ને સાંજે પગે ચાલીને ફરવા જવાનું રાખવું

૧૦ રાત્રે વહેલા સુઇ જવું અને સવાર બ્રાહ્મમુહૂર્તમાં અથવા સૂર્યોદયથી કમમાં કમ એક કલાક પહેલા અવશ્ય

ઉઠવુ સૂતી વખતે લઘુશકા ટાળીને સૂવુ રાત્રે પરમાત્માનુ ચિ તન કરતા કરતા નિદ્રાવશ થવુ અને સવારે ઉઠતાવે ત જ પુન પરમાત્માનુ સ્મરણ-ચિન્તન કરવુ

૧૧ ખોટી સોબતનો સર્વથા ત્યાગ કરવો પુરૂષે સ્ત્રી-સબધી ચર્ચા અને સ્ત્રીએ પુરૂષ સબધી ચર્ચા કે ચિન્તન કદિ પણ કરવુ નહીં મહાપુરૂષો અને વીર બ્રહ્મચારીઓના ચરિત્રોનુ મનન કરવુ

૧૨ પતિ-પત્ની સિવાય સ્ત્રી-પુરૂષે કદિ પણ એકાન્તમા બેસવુ કે વાતચીત કરવી નહીં

૧૩ સ્ત્રીઓ તરફ કદિ પણ સરાગદૃષ્ટિથી જોવુ નહીં. જો કદાચ દૃષ્ટિ જાય તો તરત જ માતૃભાવના કે પરમાત્મભાવના કરવી એ જ પ્રમાણે સ્ત્રીઓ પણ પુરૂષો તરફ તેવી દૃષ્ટિથી ન જુએ અને દૃષ્ટિ જાય તો પિતાભાવ કે પરમાત્મભાવનુ સ્મરણ કરે

૧૪ નિત્ય સત્સગ કરવો, સદ્ગ્રથોનુ સેવન કરવુ, વૈરા ગ્યપોષક ગ્રથોના સુદર સુદર ભાગોનો નિત્ય સ્વાધ્યાય કરવો

૧૫ સ્વપરને કામવાસના ન જાગે એવો જ સાદો પોષાક ધારણ કરવો

૧૬ તેલ-અત્તર કે ઉત્તેજક ઔષધિઓનુ પણ સેવન કરવુ નહીં.

૧૭ મળ-મૂત્રની હાજત કદાપિ પણ રોકવી નહીં નિય-મિત અગકસરત-દેહદમન કરતા રહેવુ શક્તિ પ્રમાણે તપ પણ કરવો.

ॐ

## માર્મિક વચન–ઉપદેશ
### ( ઉદ્ધરિત )

રાજીમતી ઉપર મોહિત થયેલા રથનેમિને તેણીએ જે જે માર્મિક વચનો કહ્યા છે તેનો સાર આ પ્રમાણે છે —

" તુ રૂપમા ભલે વૈશ્રમણ–કુબેર હો, લાલિત્યમા ભલે નળ હો અને ઐશ્વર્યમા ભલેને સાક્ષાત્ ઇંદ્ર હો તો પણ તને હુ ઇચ્છુ જ નહિ

હે કામીપુરૂષ ! તારી ખાનદાની કયા ગઇ ? તુ યાદવકુળનો હોઇને પણ સયમથી ભ્રષ્ટ થાય છે અને મારી વાછના કરે છે આ કરતા તો મરવુ એ વધારે સારૂ છે તુ જરા વિચાર તો કર કે, તુ અધકવૃષ્ણિના કુળનો ખાનદાન (પુત્ર) છે અને હુ ભોજવૃષ્ણિ કુળની ખાનદાન (પુત્રી) છુ તે માટે આપણે કુળાગાર ન થઇએ એની તુ સરત રાખ અને સયમમા સ્થિર થા વળી —

જ્યા ત્યા સ્ત્રીઓને જોતા જ તુ આવી રીતે મતથી ચળિત થયા કરીશ તો તો તારો સયમ જ નહીં રહે અને તુ વાયુથી કપતા તૃણની પેરે હમેશા અસ્થિર જ રહ્યા કરીશ

જે ભોગોને તે તજેલા છે તે તો વમેલા અન્ન સમા છે, તો શુ કોઇ પુરૂષ વમેલુ અન્ન કદિ પણ ખાશે ખરૂ ? "

આ વચનો સાભળીને રથનેમિ સયમમા સ્થિર થઇ ગયા જુઓ દશવૈકાલિકસૂત્ર અધ્યયન ૨

એવી રીતે સમજી સુજ્ઞ જનો વિષયભોગની કામનાથી વિરક્ત થઇ રહે

ઇતિશમ્

## દશ સમાધિસ્થાનો

ઉત્તરાધ્યયન સૂત્રના સોળમા અધ્યયનમા બહુ માર્મિક રીતે એનુ વર્ણન કરવામા આવ્યુ છે તેનો સાર આ પ્રમાણે છે –

૧ દેવતા કે મનુષ્ય સબધી સ્ત્રીના, બકરી ઘેટી વિગેરે પશુના અને નપુસકના સસગવાળા શયન, આસન અને રહેઠાણ વિગેરેનો ઉપયોગ ન કરવો (એવા સસર્ગવાળા સ્થાનમા નિવાસ નહીં કરવો)

૨ એકલી સ્ત્રીઓની સાથે સભાષણ ન કરવુ એકલી સ્ત્રીઓને કથા-વાર્તા વિગેરે ન કહેવા અને સ્ત્રીકથા ન કરવી–એટલે કે સ્ત્રીના જાતિ, કુળ, રૂપ અને વેશ વિગેરેનુ વર્ણન કે વિવેચન ન કરવુ (દરેકના હેતુ સક્ષેપથી છેડે આપવામા આવેલ છે)

૩ સ્ત્રીઓની સાથે એક આસને ન બેસવુ જે આસને સ્ત્રી બેઠી હોય ત્યા તેના ઉઠ્યા પછી પણ બે ઘડી સુધી (બ્રહ્મચારીએ) ન બેસવુ

૪ સ્ત્રીઓના મનોહર નયન, નાસિકા વિગેરે ઇન્દ્રિયોનુ અથવા તેઓના અગોપાગનુ અવલોકન (સરાગદૃષ્ટિથી) ન કરવુ અને તે વિષેનુ ચિન્તન–સ્મરણ કરવાનુ પણ વર્જવુ

૫ સ્ત્રીઓના (વિષય) રતિપ્રસગના અવ્યક્ત શબ્દો, રતિકલહના શબ્દો, ગીતના ધ્વનિઓ, હાસ્યના કિલકિલાટો, ક્રીડાના શબ્દો અને વિરહસમયે રૂદનના શબ્દો પડદા પાછળ રહીને કે ભીંતની આડમા રહીને પણ ન સાભળવા

૬ પૂર્વે અનુભવેલી, આચરેલી કે સાભળેલી રતિ-ક્રીડા, કામક્રોડા વિગેરે ન સભારવા.

૭ ધાતુને વધારનારા પૌષ્ટિક ખાનપાન ન લેવા

૮ સાદુ ખાનપાન પણ પ્રમાણથી અધિક ન લેવુ

૯ શણગાર ન સજવો–એટલે કે કામરાગને ઉદ્દેશીને સ્નાન, વિલેપન, ધૂપ, માલ્ય, વિભૂષણ કે વેશ વિગેરેની શોભા ન કરવી

૧૦ જે શબ્દો, રૂપો, રસો, ગંધો અને સ્પર્શો કામગુણ (વિષયરસ) ને પોષનારા હોય તેઓને વર્જવા.

આ ઉપરાન્ત કામોદ્દીપક હાસ્ય ન કરવુ, સ્ત્રીના ચિત્રો ન રાખવા, ન જોવા, અબ્રહ્મચારીનો સગ ન કરવો વિગેરે બ્રહ્મચારીએ ન કરવા જેવી અનેક જાતની ક્રિયાઓ આ (ઉપર કહેલા) દશ સ્થાનોમા સમાઇ જાય છે એ સક્ષિપ્ત હકીકત પણ શા ત ચિત્તે વાચી–સાભળી–વિચારી એ હિતકારક વાતમા થતી ઉપેક્ષા દૂર કરવી×

સૂત્રકાર કહે છે કે પૂર્વોક્ત નિષિદ્ધ પ્રવૃત્તિમાની કોઇ પણ પ્રવૃત્તિ કરનાર બ્રહ્મચારી પોતાનુ બ્રહ્મચર્ય તો ખોવે જ, તદુપરાન્ત એને કામભોગજન્ય માનસિક કે શારીરિક રોગો પણ થવાનો સભવ છે બ્રહ્મચારી પણ રહે છે તો જનસમાજ મા જ એટલે એની આખે રૂપો અને કાને શબ્દો વિગેરે ન આવે એ તો ન જ બને, તો હવે શુ એણે જનસમાજમા ન રહેવુ ? રૂપો, શબ્દો વિગેરેને આવવા ન દેવા ? કે આખે અને કાને પડદા રાખવા ? સૂત્રકારે આનો ઉત્તર બહુ ટુકો પણ સચોટ રીતે આપેલો છે જે આ રીતે છે —

આખે આવતા, રૂપોનો અને કાને પડતા શબ્દ–ધ્વનિ વિગેરેનો પરિહાર શક્ય જ નથી, પણ તેવે પ્રસગે એ રૂપો

× વિશેષ અર્થીજનોએ ઉક્ત પુસ્તકનુ સાદ્યન્ત અવલોકન કરી લેવુ

અને શબ્દો વિગેરેને લીધે પોતાના ચિત્તમા રાગને કે દ્વેષને ન થવા દેવો, અર્થાત્ એવે પ્રસગે બ્રહ્મચારીએ વસ્તુસ્વભાવનુ ચિન્તન કરવુ + અથવા તો સર્વથા ઉદાસીન રહેવુ સ્પર્શો, ગધો અને રસો માટે પણ એ ન્યાય ઘટાવી લેવો ઉક્ત સમાધિ સ્થાનો ઉપરાત બ્રહ્મચારી સાધુ-સાધ્વીઓ માટે (પાળવા યોગ્ય) બીજા પણ કેટલાક વિધાનો કહેવામા આવ્યા છે જેમકે પથારી-સુવાનો સથારો કઠણ રાખવો તેના ઉપરનો ઓછાડ-(ઉત્તરપટ્ટો) સુવાળા કપડાનો ન રાખવો સુવાળા વસ્ત્રો ન પહે ર્વા સાધ્વીએ હાથાવાળા આસન ઉપર ન બેસવુ અને આખુ કેળુ (ભિક્ષામા) ન લેવુ સાધુએ સાકડા મોના પાત્ર ન રાખવા વિગેરે વિગેરે અનેક સયમ ઉપયોગી વસ્તુ સબધી સમજ સારી રીતે ગુરૂગમથી મેળવી લઇ જેમ બ્રહ્મચર્યની રક્ષા ને પુષ્ટિ થાય તેમ વર્તવુ          ( બ્રહ્મચર્ય વિચારમાથી ઉદ્ધરિત )



---

+ ચર્મ મઢિત હે કામિની ભાજન મુત્ત પુરીષ<br>
કામકીટ આકુળ ભયે પરિહર સુન ગુરૂ સીખ    ૧<br>
હાસ્ય ફુલ પત્ર અધર, કુચ ફલ કઠિન વિશાલ<br>
રભા દેખી મન રાચતુ યા વિખવેલી રસાલ    ૨

ઉક્ત ભાવાર્થ શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયે ચોથા પાપસ્થાનકની સજ્ઝાયમા પણ વ્યક્ત કરેલ છે તેનો પરમાર્થ વિચારી-સમજીને આત્માર્થી સાધુ-સાધ્વીઓએ તેમજ તદર્થી ગૃહસ્થ ભાઇ-બ્હેનોએ પણ જેમ બને તેમ બ્રહ્મચર્યની નવ વાડોનુ અથવા ઉક્ત દશ સમાધિસ્થાનોનુ શુદ્ધ ભાવથી પાલન કરવુ અને અન્ય ભવીજનોને તેમ કરવા સમજાવવુ ઇતિશમ.

## બ્રહ્મચર્યની નિરપવાદતા

### ( બ્રહ્મચર્યવિચારમાથી ઉદ્ધૃત )

અહિંસા, સત્ય, અસ્તેય વગેરે મહાવ્રતો સાપવાદ છે, પરતુ માત્ર એક બ્રહ્મચર્ય જ નિરપવાદ છે અહિંસાવ્રત સાપવાદ છે એટલે સર્વ પ્રકારે અહિંસાનો પાલક કોઈ ખાસ વિશિષ્ટ લાભના ઉદ્દેશથી હિંસાની પ્રવૃત્તિમા ઉતરે છતા તેના વ્રતનો ભગ નથી મનાતો કેટલાક તો પ્રસગો જ એવા આવે છે કે જેને લઇને એ અહિંસક હિંસા ન જ કરે, યા હિંસામા પ્રવૃત્ત ન જ થાય તો તેને વિરાધક પણ માનેલો છે વિરાધક એટલે જૈન આજ્ઞાનો લોપક આવી જ સ્થિતિ સત્યવ્રત અને અસ્તેયાદિ વ્રતમા પણ ઘટાવવાની છે, પણ બ્રહ્મચર્યમા તો આવો એક પણ અપવાદ નથી જેણે જે જાતનુ બ્રહ્મચર્ય સ્વીકાર્યું હોય તેણે વિના અપવાદે તેવુ ને તેવુ જ આચરવાનુ છે

બીજાના આધ્યાત્મિક હિતની દૃષ્ટિ લક્ષ્યમા રાખીને અહિંસાદિમા અપવાદ સેવનારો તટસ્થ યા વીતરાગ રહી શકે છે, પરતુ બ્રહ્મચર્યના અપવાદમા એવો સભવ જ નથી, એનો પ્રસગ તો રાગ, મોહ કે દ્વેષને જ આધીન છે વળી એવો કામાચારનો પ્રસગ કોઇના આધ્યાત્મિક હિતને માટે પણ સભવી નથી શકતો આવા જ કારણથી બ્રહ્મચર્યના પાલનનુ નિરપવાદ વિધાન કરવામા આવ્યુ છે અને એ માટે દરેક જાતના ઉપાયો પણ બતાવવામા આવ્યા છે બ્રહ્મચર્યનો ભગ કરનારાને પ્રાયશ્ચિત્ત તો આકરા છે, તેમા પણ જે જેટલે ઉચે દરજ્જેથી બ્રહ્મચર્યની વિરાધના કરે છે તેને તેના દરજ્જા પ્રમાણે તીવ્ર, તીવ્રતર, તીવ્રતમ પ્રાયશ્ચિત્ત કહેલા છે જેમકે કોઇ સાધારણ

ક્ષુલ્લક સાધુ અજ્ઞાન અને મોહને વશ થઇ બ્રહ્મચર્યની વિરાધના કરે તો તેનુ પ્રાયશ્ચિત્ત એના ક્ષુલ્લક અધિકાર પ્રમાણે યોજેલુ છે અને કોઇ ગીતાર્થ (સિદ્ધાતને પારગામી અને સર્વમાન્ય) આચાર્ય આવી ભૂલ કરે તો તેનુ પ્રાયશ્ચિત્ત પહેલા ક્ષુલ્લક સાધુ કરતા અનેકગણુ વધારે કહેલુ છે લોકોમા પણ આ જ ન્યાય પ્રચલિત છે કોઇ તદ્દન સામાન્ય માણસ આવી ભૂલ કરે તો સમાજ એ વિષે લગભગ બેદરકાર જેવો રહે છે, પણ કોઇ કુલીન અને આદર્શ કોટિનો માણસ આ પ્રસગને અગે સાધારણ પણ ભૂલ કરે તો કદાપિ સમાજ તેને સાખી લેતો નથી બ્રહ્મચર્યભગ વિષેના પ્રાયશ્ચિત્તનુ વર્ણન આપીએ તે પહેલા કામસસ્કારોને અકુશમા લાવવાને લગતી વિશેષ હકીકત ટૂકમા જણાવી દઇએ કોઇ બ્રહ્મચારી બ્રહ્મચર્યને પાળનો હોય, તે માટે ઉદ્યમશીલ પણ હોય છતા એણે ઉભા થતા પ્રબળતમ કામસસ્કારને અકુશમા કેમ લાવવો? એ પ્રશ્નનો નિકાલ લાવવાને ગ્રથકારો આ પ્રમાણે કહે છે

એવા પરવશ બનેલા બ્રહ્મચારી બે પ્રકારના હોય છે એક તો ગુરૂ કે વડીલોના આજ્ઞાધારી અને બીજા સર્વથા સ્વચ્છદી જેઓ આજ્ઞાધારી છે તેઓને માટે જ આ નીચેની યોજના છે આજ્ઞાધારી બ્રહ્મચારી ગુરૂની કે વડીલની સમક્ષ પોતાની વિહવળ સ્થિતિને પ્રકાશિત કરે પછી ગુરૂ એને ઘણા લાબા સમય સુધી નિર્વિકાર ભોજન ઉપર રાખે. નિર્વિકાર ભોજન એટલે જેમા ઘી, દૂધ, માખણ, દહીં, ગોળ, મધ, તેલ, ખટાશ, મરચા વગેરે મસાલાદાર ઉદ્દીપક પદાર્થો લેશ પણ ન આવતા હોય વળી તળેલો એક પણ પદાર્થ તેમા ન હોય, માસ અને મદિરા તો એને વર્જ્ય જ હોય લાબા સમય સુધી આ

ચર્ચા રાખ્યા પછી એની વિહ્વલતા ન મટે તો એવુ જ ભોજન તેને પ્રમાણમા ઓછુ ઓછુ આપવુ અર્થાત શરીરના નિર્વાહને બાધ ન આવે એવી રીતે એને રોજ થોડો થોડો ભૂખ્યો નાખવો આ પછી પણ કાઇ ફેરફાર ન જણાય તો તેને લાબા ઉપવાસો કરાવવા. ઉપવાસોથી પણ એ ઠેકાણે ન પડે તો એની પાસેથી સેવા વગેરેનુ ખૂબ મહેનતી કામ લેવુ પછી તેને મહિનાના મહિના સુધી ઉભો જ રહેવાની ભલામણ કરવી પછી કોઇ સુશીલ સાથી આપીને તેને લાબા લાબા વિહારો (પ્રવાસ) કરાવવા. પગના થાકથી પણ એ ન શમે તો જો એ શાસ્ત્રાભ્યાસનો રસિક હોય તો તેને શાસ્ત્રો કઠસ્થ કરાવવા તથા તેના અર્થો પણ યાદ રખાવવા. આ સ્વાધ્યાયની પ્રવૃત્તિ રાત-દિવસ ચલાવવી અને તે પણ લાબા સમય સુધી આ બધા ત્યાગ-પ્રધાન ઉપાયો અનવરત-સતત ચાલુ રાખવાના છે, એ યાદ રાખવુ જોઇએ

મનુષ્ય, આશ્રમોની વ્યવસ્થામા યથાક્રમ પસાર થઇ પછી સન્યાસમા આવતો હોત તો એવી યોજનાનો ઉદ્ગમ ભાગ્યે જ થાત, વા સન્યાસની પ્રતિજ્ઞા અમુક મુદ્દત સુધીની હોત તો પણ આવા બધારણની જરૂર ભાગ્યે જ રહેત આ ઉપરાત બ્રહ્મચારિણીઓના આ પ્રસગને લગતા પ્રાયશ્ચિત્તના પ્રકારો, તેને પ્રાયશ્ચિત્ત આપનારાઓની યોગ્યતા અને આ જાતના ગભીર પ્રસગો તરફ ગુરૂ ઉપેક્ષા રાખે તો તે પણ કેવા મહા-પ્રાયશ્ચિત્તના ભાગી થાય છે, વિગેરે વિગેરે અનેક વિચારણાઓ તે ગ્રથોમા નોધાયેલી છે

બ્રહ્મચર્યભગ કરનારા ભિક્ષુઓ માટે પ્રાયશ્ચિત્તનુ વિધાન આ પ્રમાણે છે

(૧) બ્રહ્મચર્યના ભગને લગતુ દુસ્વપ્ન આવે તો ૧૦૮ શ્વાસ-પ્રશ્વાસ પ્રમાણ મૌન રહી ધ્યાન કરવુ

(૨) જાહેર રીતે કોઇ સાધ્વી સ્ત્રીના શીલને તોડવાના ઇરાદાથી બ્રહ્મચર્યનુ ખડન કરે તો એના દીક્ષાપર્યાયનો છેદ કરવો (દીક્ષાપર્યાયનો છેદ કરવો એટલે કોઇને દીક્ષા લીધે ૨૦ વર્ષ થયા હોય અને તે જો આવો ગુન્હો કરે તો તેના ૨૦ વર્ષમાથી ૧૫ વર્ષ કાપી નાખવા અને તેને પાચ વર્ષથી જ દીક્ષિત થયેલો જાહેર કરવો, એટલે કે તેને સઘમા વડીલ કે વૃદ્ધ ગણાતો અટકાવવો )

(૩) ગર્ભપાત કે ગર્ભાધાનાદિ કરે તો દીક્ષાપર્યાયનો સર્વથા છેદ કરવો એટલે મૂળથી જ નવુ ચારિત્ર આપવુ

(૪) સૃષ્ટિવિરૂદ્ધ અને મુખદ્વારા મૈથુન કરનારના પણ દીક્ષાપર્યાયનો સર્વથા છેદ કરવો

જો ઉપર જણાવેલો અપરાધી આચાર્ય ઉપાધ્યાય વગેરેની પદવી ધરાવતો હોય અને તેણે ઉપયુક્ત ૨-૩-૪ કલમમા લખેલા અપરાધ કર્યા હોય તો તેને યથાયોગ્ય અનવસ્થાપ્ય અને પારાચિત પ્રાયશ્ચિત્ત આપવા (અનવસ્થાપ્ય એટલે સર્વથા દીક્ષાપર્યાયનો છેદ કરીને પાછો દીક્ષાનો આરોપ ત્યારે જ કરવામા આવે કે જ્યારે તેણે અમુક આપેલ પ્રાયશ્ચિત્ત પૂરૂ કરેલુ હોય સામાન્ય સાધુઓને તો દીક્ષાપર્યાયનો છેદ કરીને તરત જ દીક્ષા આપવામા આવે છે, જ્યારે આ જોખમ દાર વ્યક્તિઓ માટે વિશિષ્ટ પ્રાયશ્ચિત્ત છે )

પારાચિત એ અનવસ્થાપ્યના જેવુ છે માત્ર ફેર એ છે કે દીક્ષાપર્યાયનો છેદ કર્યા પછી જે પ્રાયશ્ચિત્ત પૂરૂ કરવાનુ હોય

છે ને જે દેશમા પોતાની અપકીર્તિ આદિ થયેલ હોય તે દેશાદિને છોડીને અને સાધુવેશ મૂકીને કરવાનુ હોય છે

સામાન્ય ભિક્ષુ, આચાર્ય, ઉપાધ્યાયાદિ પોતાના ભિક્ષુત્વનો કે પદનો ત્યાગ કર્યા સિવાય બ્રહ્મચર્યનો ભગ કરે તો તેમને જીવતા સુધી આચાર્યાદિની પદવી ફરી આપી શકાય નહિ તેમ તેઓ લઈ શકે પણ નહિ જો એ આચાર્ય વગેરે પોતાની પદવીનો ભાર અન્યને સોપી દે અને ગચ્છથી છુટા થઈને ભગ કરે અને તે પછી તેઓ સુધરી જાય એમ ચોક્કસ લાગે તો પણ ત્રણ વર્ષ સુધી તો તેઓને તે પદવી આપી શકાય નહિ જ ચોથે વર્ષે આપી શકાય અને તેઓ તે વખતે લઈ પણ શકે (જીતકલ્પ અને તેની ચૂર્ણિને આધારે)



## બ્રહ્મચર્યનો પ્રભાવ અને તેની અગત્ય

"विकारहेतौ सति विक्रियन्ते, येषा न चेतासि त एव धीरा"

વિકારના સાધન વિદ્યમાન છતે જેમના મન વિકાર ન પામે તે જ ખરેખરા ધીર-વીર છે અધ્યાત્મદૃષ્ટિથી જોતા વિચારતા શુદ્ધ આત્મસ્વરૂપ (સ્વભાવ) મા રમણતા કરવા રૂપ બ્રહ્મચર્યનુ સુખ અનહદ છે એથી પર ઉપાધિ સબધી સકળ સકલ્પ-વિકલ્પ-જનિત દુખ-અશાન્તિ ઉપશાન્ત થઈ જાય છે અને સહજ સ્વાભાવિક આત્મરમણતાજનિત અખડ અનત સુખશાન્તિનો જ અનુભવ થવા પામે છે વળી જડવાદની સ્થૂલ દૃષ્ટિથી જોઈએ તો પણ જે જે પ્રગટ ફાયદાઓ મૈથુનક્રીડા યા વિષયાસક્તિના ત્યાગરૂપ બ્રહ્મચર્યથી થવા પામે છે તેની ખાત્રી કરાવાય તો એ બ્રહ્મવ્રતનુ સારી રીતે પાલન કરવા સામાન્ય માણસો પણ લોભાયા વગર રહે નહિ

## બ્રહ્મચર્યથી થતા ફાયદા

૧ શરીર-આરોગ્ય—આખા શરીરના રાજા સમાન વીર્ય-ધાતુનુ સંરક્ષણ કરવા, જે જે વિષયસુખની લાલસાઓવડે મૂર્ખ અજ્ઞાનજનો નાહક સ્વવીર્યનો વિનાશ કરે છે તે તે વિષયલાલસાઓને ત્યજી, નિજ ઇન્દ્રિયોનો જે ઉત્તમ સ્ત્રી-પુરૂષો નિગ્રહ કરે છે, તેઓ પોતાના પ્રયત્નના પ્રમાણમા શરીર આરોગ્ય સાચવી-ટકાવી અથવા વધારી શકે છે, એટલુ જ નહિ પણ પોતાની ભવિષ્યની પ્રજાને પણ એવી જ નિરોગી નીપજાવવા શક્તિવાન થઇ શકે છે 'શરીરમાદ્ય ખલુ ધર્મ-સાધનમ્' એ ન્યાયે તો ધર્મઅર્થે શરીરને ટકાવી રાખવા બ્રહ્મચર્યની ભારે અગત્ય છે

૨ શરીર-સૌન્દર્ય—નિયમિત રીતે શુદ્ધ-નિર્દોષ સાત્વિક ખોરાક લેવાથી, મન, વચન, કાયાથી શુદ્ધ બ્રહ્મચર્યનુ પાલન કરવાથી અને અનેક પ્રકારની આધિ-વ્યાધિવડે થતી વીર્યહાનિ સદ્વિવેકયોગે અટકાવવાથી પરિણામે અતરમા જે સુખશાન્તિ, સ્વસ્થતા, સતોષ અને પ્રસન્નતા પ્રસરે છે તેથી શરીરમા પણ ગુલાબી ખુબસુરતિ પ્રસરે છે અને નિજ સતતિને પણ વારસામા મળે છે બ્રહ્મચર્યના પ્રભાવથી સ્વવીર્યની રક્ષા અને પુષ્ટિવડે શરીર તેજસ્વી, સુઘટ અને ઓજસ્વી બનવા પામે છે

૩ દીર્ઘાયુષ્ય—સ્વવીર્યરક્ષા અને વૃદ્ધિના પ્રભાવે શરીર ઉપર એકાએક રોગનો હુમલો થતો નથી અને સુદૃઢ-બલિષ્ઠ થયેલુ શરીર દીર્ઘકાળ સુધી ટકી શકે છે

૪ મજબૂત બાંધો—સુરક્ષિત વીર્યવત જનોના શરીર-

બાંધો બહુ મજબૂત થવા પામે છે અને તેને પરિણામે શરીર-આરોગ્ય, દીર્ઘાયુષ્ય, દૃઢ-મજબૂત મન અને મજબૂત બાંધાની સંતાન થવા પામે છે

૫ મહાવીર્ય—પરાક્રમ-બ્રહ્મચર્યના પ્રભાવથી ( વિષયાસક્તિ તજી સંતોષવૃત્તિવડે સ્વવીર્યરક્ષા કરવાથી ) પુરૂષો મહાવીર્યવંત-પરાક્રમી થવા ઉપરાંત તેમની સંતતિ પણ તેવી જ પરાક્રમી નીપજે છે નિયમિત રીતે બ્રહ્મચર્યપાલનથી આવા અનેક ઉત્તમ લાભ થવા પામે છે



## વિષય-વાસનાથી થતા નુકશાન.

એક અથવા બીજા ગમે તેવા નિમિત્ત પ્રસંગે જેમને વિષય-અભિલાષા જાગૃત થાય છે અને વાણીમાં તથા કાયામાં વિષયવિકાર પેદા થાય છે, તેઓ નિયમિત રીતે નિજવીર્ય-રક્ષા કરતા નહિ હોવાથી અને સ્વવીર્યનો વિનાશ થવા દેવાથી શરીરનું આરોગ્ય સાચવી શકતા નથી તેઓ અવારનવાર ઓચિંતા વિવિધ રોગના ભોગ થઇ પડે છે, તેમની નિદ્રા ઉડી જાય છે અને બેચેની પથરાય છે, તેથી તેમના શરીરનું તેજ ઘટી જઇ નિસ્તેજ બને છે અને અલ્પ આયુષ્ય ભોગવી અકાળે મૃત્યુ પામે છે જ્યાં સુધી જીવે છે ત્યાં સુધીમાં પણ તેમના શરીરનો બાંધો કમજોર ( શિથિલ ) થઇ જાય છે, જેના પરિણામે તે કંઇ પણ મહત્ત્વના કામ કરવા યોગ્ય રહેતા નથી, અને તેમને જે સંતતિ થવા પામે છે તે પણ એવી જ રોગી, અશક્ત, અલ્પાયુષી, શિથિલ બાંધાની, હિંમતવગરની, નિસ્તેજ અને પુરૂષાર્થહીન થાય છે

## વિવેક

આ રીતે વિવેક વગર મૈથુન સેવવાથી સ્વપરને (સમાજને) કેટલું બધું નુકશાન થાય છે, તેનો જો ખ્યાલ કરી શકાય તો પછી વિષયાસક્તિથી વિરમવારૂપ અને સર્વ રીતે સ્વવીર્યની રક્ષા કરવારૂપ બ્રહ્મચર્યને નિયમિત પાળવા તરફ નિજ લક્ષ અવશ્ય થાય.



## બ્રહ્મચર્યથી થતા સુંદર પરિણામ

નિયમિત રીતે બ્રહ્મચર્યના દૃઢ પાલનથી ઉપર જણાવેલા સઘળા લાભ સુલભ થઇ જાય છે તે ઉપરાંત વચનબળ અને બુદ્ધિબળ ખીલવા પામે છે અને ચિત્તની પ્રસન્નતા જળવાયા કરે છે પરિણામે જે સંતતિ થાય છે તે સઘળી રીતે આનંદ દાયક નિવડે છે તેની ભવિષ્યની સંતતિ પણ સુંદર અને મજબૂત બાંધાની, બલિષ્ઠ, દીર્ઘાયુષી અને પુરૂષાર્થી બનવા પામે છે, તેથી તે પણ સ્વપરહિત કરવા સમર્થ થાય છે બ્રહ્મચર્યના પ્રભાવથી આત્મબળ પણ અત્યંત ખીલવા પામે છે અને તે બળનો ઉપયોગ બહુ સારી દિશામાં કરી શકાય છે, જેથી પરિણામે સકળ કર્મઉપાધિને ટાળી, અક્ષય અનંતસુખના સ્થાન રૂપ મોક્ષ પ્રાપ્ત થઇ શકે છે બ્રહ્મચર્યનો આવો અચિન્ત્ય પ્રભાવ જાણી સહુ કોઇ સજ્જન ભાઇ-બહેનોએ તેમાં અત્યંત આદર કરવો ઘટે છે વિદ્યાભ્યાસ કરવામાં વિદ્યાર્થીજીવન પર્યંત બ્રહ્મચર્ય પાળવાની અત્યંત જરૂર છે કહ્યું છે કે—જ્યાં સુધી પરિપકવ અવસ્થા થાય ત્યાં સુધી એટલે પુરૂષે ૨૫ વર્ષની અને સ્ત્રીએ ૧૬

વર્ષની વય થતા સુધી બ્રહ્મચર્ય જરૂર પાળવુ જોઇએ આ પવિત્ર નિયમને તોડી જે અકાળે સસારવ્યવહાર કરે છે, વિષયાસક્તિથી સ્વવીર્યનો વિનાશ કરી નાખે છે તેમને પાછળથી વિપરીત પરિણામ આવતા ભારે સોસવુ પડે છે આપણી અત્યારની અધોદશાનુ મુખ્ય કારણ એ જ છે આપણી દશા સુધારવા આપણે સહુએ ખતથી સદ્-ઉદ્યમ સેવવો જોઇએ



## ખતથી સદ્-ઉદ્યમ કરનાર સહેજે સકળ સુખસપદા પામી શકે છે.

' उद्योगिन पुरुषसिंहमुपैति लक्ष्मी '–ઉદ્યમી પુરૂષરત્નને લક્ષ્મી વરે છે ( પુરૂષાર્થવત પુરૂષસિંહને લક્ષ્મી સહેજે આવી મળે છે ) ' पद हि सर्वत्र गुणैर्निधीयते '–ગુણ-ગુણીનો સર્વત્ર આદર કરાય છે (ગુણો-ગુણીજનો સર્વત્ર પૂજા-સત્કારને પાત્ર થાય છે-પૂજાય છે અને મનાય છે )

" કાયર જનો કઇ પણ સત્કાર્ય—પ્રતિજ્ઞાદિક ભગ થવાના ભયમાત્રથી આદરતા જ નથી, મધ્યમ જનો તેનો પ્રભાવ જાણી-સાભળીને આદરે છે ખરા પણ વિઘ્ન આવ્યે તે ત્યજી દે છે, પણ દક્ષ-ડાહ્યા-ચકોર જનો તો માર્ગમા ગમે એવા વિઘ્નો આવે તેને ગણકાર્યા વગર જ આદરેલ સત્કાર્ય અત સુધી નિર્વહે છે-પાર પમાડે છે "

" પ્રથમ જ તપાસો કે તમે જે કાર્ય કરવા સકલ્પ કર્યો છે તે ડહાપણભર્યો છે કે નહિ ? અને જો તે સકલ્પ દક્ષતા-ડહાપણભર્યો જ હોય તો ગમે તેવા વિઘ્ન ઉપસ્થિત થાય તો

પણ તેથી તમે ડગશો નહિ—ચલાયમાન થશો નહિ—તેમા અડગ રહેજો ”

‘ધૈર્યપૂર્વક ખત જારી રાખવાથી ગમે તેવા દુષ્કર કાર્ય સાધી શકાય છે—દુઃખના ડુંગરા વટાવી શકાય છે ’

‘ચાકરી વગર ભાખરી નથી ’ ‘ઉદ્યમ કર્યા વગર ફળ મળવાનુ નથી ’ ‘પાત્રતા મેળવ્યા વગર પ્રાપ્તિ થવાની નથી ’

‘જેવુ વાવશો એવુ લણશો ’ ‘જેવુ મન ઘાલશો એવુ કમાશો ’ ‘ડહાપણભર્યો ઉદ્યમ નકામો જવાનો નથી ’

‘આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ ’

જાતમહેનત ( Self Help ) ઉપર સપૂર્ણ વિશ્વાસ રાખો, સ્વાશ્રયી બનો, બીજાના વિશ્વાસ ઉપર બેસી રહીને આલસ્યને પોષશો—વધારશો નહિ ’

‘નિયમિત કાર્ય કરવાની ટેવથી કામમા બહુ સરળતા—અનુકૂળતા થવા પામે છે ’

‘ તમારા દરેક કાર્યમા બને તેટલા નિયમિત ( Regular) થાઓ થવા પ્રયત્ન કરો, સરળતાથી સારી રીતે કાર્ય કરવાની એના જેવી બીજી કોઇ સરસ પદ્ધતિ નથી નિયમિત કાર્ય કરનારાઓ ગમે તેટલા કામ મજાથી કરે છે અને અનિયમિત કામ કરનારા એકાદ કામ કરવામા પણ નાસીપાસ થાય છે ’

‘ લક્ષપૂર્વક નિયમિત કામ કર્યા પછી જે વિશ્રાન્તિ મળે છે તેમા ખરી મીઠાશ આવે છે, કેમકે તેથી આત્મસતોષ પ્રાપ્ત થાય છે ( ચિત્ત પ્રસન્ન રહે છે )’

‘ અનિયમિતપણે કામ કરનારને આત્મસતોષને બદલે

બહુધા બળાપો થયા કરે છે (ચિત્ત અપ્રસન્ન અને ઉદાસ રહ્યા કરે છે)'

'નિયમિત કામ કરનારને નિજ કાર્યશક્તિમા શ્રદ્ધા બની બની રહે છે તેથી તે ધાર્યું કામ ઉત્સાહપૂર્વક સારી રીતે કરી શકે છે અનિયમિત કામ કરનારમા તેથી ઉલટુ બને છે, આ વાત સ્વાનુભવસિદ્ધ સમજી શકાય એવી છે'



## પાત્રતા યોગે પ્રાપ્તિ થવામા ઉદ્યમાદિની પણ જરૂર.

"કોઇ પણ અગત્યના કામ કરવા ઇચ્છનારે પ્રથમ જ તેની યોગ્યતા મેળવવા મથન કરવુ જોઇએ (First deserve and then desire) યોગ્યતા પામી લેવાય તો કાર્યસિદ્ધિ સુલભ થવા પામે, એ નિર્વિવાદ સિદ્ધ છે કારણ વગર કાર્યસિદ્ધિ થઇ શકે જ કેમ ?"

'પુરૂષાર્થવડે જ સર્વ કઇ સિધ્ધ થઇ શકે છે પુરૂષાર્થને કઈં પણ અસાધ્ય નથી જ, માટે જ કહેવામા આવે છે કે (Try try and try) ઉદ્યમ કરો, ઉદ્યમ કરો, ઉદ્યમ કરો ઉદ્યમ કરવા વડેજ અ તરાય તૂટશે'

'ઉદ્યમ કર્યા છતા તત્કાળ ફળપ્રાપ્તિ થવા ન પામે તો નિરૂત્સાહ થવુ નહિ ધીરજ ધરીને ફળપ્રાપ્તિ થતા સુધી અડગ ઉત્સાહથી ઉદ્યમ કરી આગળ વધતા જવુ એટલે અતે ફળપ્રાપ્તિ અવશ્ય થશેજ'

'ઉદ્યમ સાથે નસીબ યારી આપે છે તો તત્કાળ પણ ફળ-પ્રાપ્તિ થઇ શકે છે સતત ઉદ્યમ કર્યા છતા ફળ ન મળે તો જ

દૈવને દોષ દેવો તે પહેલા દૈવને કે કાળને દોષ દઇ નિરૂદ્યમી બની બેસવુ નહિ '

'યદ્યપિ કાળ, સ્વભાવ, ભાવીભાવ (નિયતિ), પૂર્વકર્મ અને ઉદ્યમ એ પાચ સમવાયી કારણ યોગે જ કોઇ પણ કાર્ય સિદ્ધ થાય છે, તોપણ તે સર્વમા ઉદ્યમને જ પ્રધાનપદ અપાય છે કેમકે તેના વડે જ ઇતર કારણની ખાત્રી થઈ ઇષ્ટકાર્યની સિદ્ધિ થવા પામે છે '

'નિજ નિજ કર્ત્તવ્યપરાયણ જનો સુખી થાય છે અને તેમા બેદરકાર રહેનાર અવશ્ય સીદાય છે-દુ ખી થાય છે, તેથી સહુએ સ્વકર્ત્તવ્યનુ ભાન અવશ્ય રાખવુ જ જોઇએ સહુમા સાધુઓનો તેમજ ગૃહસ્થોનો સમાવેશ થઇ જાય છે પોતપોતાના અધિકાર મુજબ સહુએ સ્વકર્ત્તવ્ય-કર્મ કરવાના હોય છે તેની ઉપેક્ષા કરવાથી, તેમને હાનિ સહેવી પડે છે અને નિજ નિજ કર્ત્તવ્યનિષ્ઠ રહેવાથી અતે સકળ સુખસ પદા સ્વાધીન થઇ રહે છે '

'કોઇ પણ કાર્ય સહસા-અતિ ઉતાવળથી કરવુ નહિ વિવેકથી વિચારી કાર્ય કરનારને સહેજે સકળ સુખસ પદા આવી મળે છે ગભીર અને મહત્ત્વના કામ બહુ વિવેકથી અને ધૈર્યથી કરવા જોઇએ, તેમા Haste is waste-જેટલી ઉતાવળ તેટલી હાનિ, એ સાચુ છે '



## બ્રહ્મચર્યમા આવતાં વિઘ્ન

'ગમે તે પ્રકારના વિકાર ( દોષ ) વગરનુ અવિકારી નિર્દોષ જીવન વહેવુ તેનુ નામ બ્રહ્મચર્ય છે સ્પર્શનેન્દ્રિય, રસનેન્દ્રિય, પ્રમુખ ઇન્દ્રિયોના વિષયોને વશ થઇ જઇ તેમા આસક્તિ ધર વાથી, ક્રોધાદિક કષાયોને વશ થઇ અંધ બની જવાથી, મન

વચન અને કાયાને યોગ્ય નિયમમા નહિ રાખતા મોકળા મૂકી દેવાથી અને મૈત્રીપ્રમુખ ઉદાર ભાવનાથી દૂર રહી, તુચ્છ સ્વાર્થવશ થઇ પરપીડાદિક અનીતિ-અન્યાય આચરવાથી મૂઢજનો પવિત્ર બ્રહ્મચર્યથી બેનશીબ રહે છે જેઓ તુચ્છ વિષયસુખમા લલચાઇ પવિત્ર બ્રહ્મચર્યનુ પાલન કરતા નથી તે ભાઇ-બ્હેનો સાચા (વાસ્તવિક) સુખના ગ ધને પણ પામી શકતા નથી અબ્રહ્મચર્યા-વ્યભિચારી જીવનથી તેઓ પોતે જ પોતાના ભવિષ્ય ઉપર સખ્ત ફટકા મારે છે અને પોતાની સ તતિનુ પણ સત્યાનાશ વાળે છે (વિષયાસક્ત જનોની સ તતિ પણ નિર્માલ્યપ્રાય બને છે, જેથી તે તેમનુ પોતાનુ જ ભલુ કરી શકતી નથી, તો પછી પરનુ ભલુ કરવાનુ તો કહેવુ જ શુ ?"



## બ્રહ્મચર્યનુ ખરૂ બળ

જેઓ ઉક્ત સઘળા વિકારોને વશ નહિ થતા તેમને સ યમવડે જીતી લે છે તેઓ પોતાનુ જીવન નમુનેદાર બનાવી શકે છે વિદ્યાર્થી-જીવનમા તેઓ બહુ સારો વિદ્યાભ્યાસ કરી શકે છે અને તેને ઉત્તમ આચાર-વિચારવડે સાર્થક-સફળ કરી શકે છે ઉતમ-પ્રકારના આચાર-વિચાર વડે તેઓ ઉત્તમ આત્મબળ, ચારિત્રબળ સ પાદન કરી શકે છે અને એવા ઉતમ આત્મબળ-ચારિત્રબળવડે ખરેખર સ્વપર હિત-શ્રેય સાધી શકાય છે બાહ્ય લક્ષ્મી તો તેની દાસી જ થઇ રહે છે, જયારે જ્ઞાનાદિક ખરી લક્ષ્મી જ તેને પરમપ્રિય હોય છે યદ્યપિ આવા આત્મ સ યમી સાધુજનો યશકીર્તિની દર કાર ઓછી જ કરે છે તો પણ સહુ કોઇ તેમના ગુણોત્કીર્તન

કરવા લલચાય છે અને તેમની કીર્તિ જગતમાં ગાજી ઉઠે છે બ્રહ્મચર્યનું દઢ સેવન કરવાથી સંકલ્પશકિત એવી તો દઢ થવા પામે છે કે તેના નિશ્ચયબળને ડગાવવા કોઇ સમર્થ થઇ શકતું નથી અને એવા દઢ નિશ્ચયબળ ઉપરજ સકળ કાર્ય-સિદ્ધિનો આધાર રહે છે, એવો જ્ઞાનીપુરૂષોનો સ્વાનુભવ છે વાસ્તવિક રીતે જોતાં અવ્યભિચારી નિર્દોષ જીવન જીવવું એ જ શુદ્ધ બ્રહ્મચર્ય સમજવાનું છે એવું શુદ્ધ બ્રહ્મચર્ય-જીવન જીવે તે પવિત્ર સ્ત્રી-પુરૂષોનીજ બલિહારી છે તેમને સહસ્ર ધન્યવાદ ઘટે છે 'અબ્રહ્મસેવન યા વિષયાસકિત અથવા વ્યભિચારીજીવન જ સકળ આપદાઓનું મૂળ છે'

અરે જ્યારે એક એક ઇન્દ્રિયના દોષથી પતંગિયા, ભમરા, માછલા, હાથીઓ અને હરણીઆ દુર્દશાને પામે છે ત્યારે જે પાંચે ઇન્દ્રિયોને વશ થઇ મોકળી મૂકી દે છે તે મૂઢજનોની દુર્દશાનું કહેવુંજ શું ? ઈન્દ્રિયોના વિષયો-શબ્દ, રૂપ રસ, ગંધ અને સ્પર્શ ભોગવતાં મધુર લાગે છે પણ પરિણામે તે બધાય કિંપાકના ફળની પેરે પ્રાણનાશક નીવડે છે, તેમજ ખરજ ખણવાની પેરે પ્રથમ મીઠાં લાગે છે પણ અંતે દુખદાયક નીવડે છે વિષ તો ખાધું છતું જ મારે છે ત્યારે વિષય ભોગનું તો સ્મરણ થતાં જ સંતાપ થાય છે પાંખ છેદાયલાં પંખીઓ જેમ નીચે પટકાઇ મરે છે, જેમ મુગ્ધ શ્વાન હાડકાંને ખાવા જતાં દુખી થાય છે તેમ મુગ્ધજનો વિષયસુખનો સ્વાદ લેવા જતાં પરિણામે અનેક આપદાનેજ ઉભી કરે છે

## અબ્રહ્મ-સેવાના માઠા ફળ

માન (મર્યાદા) વગર મૈથુનક્રીડા યા વિષયાશક્તિ વડે વંધ્યત્વ (સંતાન રહિતપણું) પ્રાપ્ત થાય છે યા તો માલ વગરની નમાલી પ્રજા પેદા થાય છે અત્યંત વિષયાસક્તિ યા વિષયાંધતાથી વૈધવ્ય-વિધવાપણું અથવા રંડાપો આવે છે એ ઉપરાંત ધર્મકર્મમાં પણ એથી ભારે અંતરાય નડે છે એ આદિ અનેક આપદાથી બચવાનો ઉત્તમ માર્ગ એ છે કે આપણે આપણી વિષય-ઇન્દ્રિયોને નિયમમાં રાખી બ્રહ્મચર્યના પ્રાણભૂત નિજ વીર્ય-શક્તિનું સારી રીતે સંરક્ષણ કરવું એથી જ સર્વ ઇષ્ટકાર્યની સિદ્ધિ થઇ શકે તેમ છે, એ કદાપિ વિસરી જવું જોઇએ નહિ



## શુદ્ધ બ્રહ્મચર્ય પાલન યોગ્ય પ્રતિબંધક નિયમો

૧ મલીન-વિષયી વાતાવરણમાં વસવું નહિ ૨ કામોદ્દીપક કથા કહેવી કે સાંભળવી નહિ ૩ કામોદ્દીપક વિષયાસન સેવવા નહિ ૪ વિષયેન્દ્રિયપ્રમુખને નિરખી નિરખીને જોવા નહિ ૫ નજીકમાં સ્ત્રી-પુરૂષ કામકથાદિક કરતા હોય ત્યાં ઉભા રહેવું, બેસવું, સૂવું કે વસવું નહિ ૬ પ્રથમાવસ્થામાં કરેલી વિષયક્રીડાને યાદ કરવી નહિ ૭ રસકસ ભરેલા માદક ખાનપાન કરવા નહિ ૮ નિરસ આહાર પણ વધારે પ્રમાણમાં લેવો નહિ ૯ શરીરશોભા વધારવા ઉદ્ભટ વેષ-શૃંગાર, તેલમર્દન અને ઉવટણા પ્રમુખ વિભૂષા કરવી નહિ



## શુદ્ધ બ્રહ્મચર્યની રક્ષા અને અભિવૃદ્ધિ માટે વિધાયક નિયમો

૧ શુદ્ધ-નિર્મળ-અવિકારી વાતાવરણમા જ વસવુ ૨ શાન્ત કે વૈરાગ્ય રસ ઉપજે એવી જ ધર્મકથા કહેવી કે સાભળવી. ૩ જેથી અનેક પ્રકારના વિષય વિકારો ઉપશમી જાય એવા જ આસન, પદ્માસન, વીરાસનપ્રમુખ યોગાસન અને મુદ્રાને ધારણ કરવા લક્ષ રાખવુ ૪ પરમ શાન્ત જિનમુદ્રાને યા સત સુસાધુમુદ્રાને નિરખી આત્મનિરીક્ષણ કરવુ વિષયકષાયને શમાવી દેવા ૫ સતસગતિ કે સદ્ગુણી જ્ઞાની સગાને જ ગોષ્ઠી કરવી ૬ કરેલી સુકૃત કરણીને અનુમોદવી અને અભિનવ સુકૃત કરણી કરવા ખત રાખવી. ૭ સદાય પ્રેમથી જ્ઞાનામૃતનુ પાન કરવુ ૮ નકામી કુથલીમા વખત ગૂમાવી નહિ દેતા ઉત્તમ ચરિત્રો સભારવા અથવા ગમે તે પ્રસગમાથી સુબોધ મેળવી લેવા લક્ષ રાખવુ ૯ બુદ્ધિબળ, વાગ્બળ અને હૃદયબળ (વિવેકશક્તિ) ખીલે એવા શુદ્ધ સાત્ત્વિક ખોરાક (ખાનપાન) થી શરીરબળ વધારવા સ્વવીર્યનો સચય કરી તેનો જેમ બને તેમ સદુપયોગ કરવો

## નમુનેદાર પુત્રરત્ન કે પુત્રીરત્નને પેદા કરવા સ્ત્રી-પુરૂષે અવશ્ય રાખવુ જોઇતુ લક્ષ

૧ પરિપક્વ વય થયા પછી જ, પુત્રાદિ રત્નની ઇચ્છાથીજ પૂર્ણ તદુરસ્ત સ્થિતિમાજ યોગ થવો જોઇએ

૨ તુચ્છ પૌદ્ગલિક સુખની ઇચ્છાથી નહિ પણ, વિશુદ્ધ ભાવનાથી નિર્દોષ પ્રજા ઉત્પન્ન થવી જોઇએ

૩ બાળક ગર્ભમા આવ્યા પછી વિષયસેવન બધ થવુ જોઇએ અને ગર્ભની રક્ષા અને પુષ્ટિ યથાર્થ થાય તેવા અનુકૂળ ખાનપાનાદિ સેવવા જોઇએ

૪ બાળક સ્તનપાન કરતુ રહે ત્યા સુધી સ્ત્રી પુરૂષે અવશ્ય બ્રહ્મચર્ય પાલતા રહેવુ જોઇએ

૫ બાલ્ય-શિશુવયમા મલીન સરકારોથી બાળકો બચવા પામે એવી ચીવટ વડીલોએ રાખવી જોઇએ

૬ કામોદ્દીપક યા ઉત્તેજક અથવા વિકારજનક પદાર્થોનુ સેવન બધ થવુ જોઇએ

૭ બ્રહ્મચયના પ્રત્યક્ષ અને પરોક્ષ લાભો યોગ્ય વખતે બરાબર સમજવા જોઇએ.

આવા પવિત્ર નિયમોયુક્ત જીવન વહતા સ્ત્રી-પુરૂષોથી ઉત્પન્ન થતી પ્રજા જ સ્વપર કલ્યાણ કરી શકે છે

સ્વદેશ કે સમાજનો ઉદ્ધાર કરવા આવા પુત્રરત્નો જ સમર્થ થઈ શકે છે અને એવા પુત્રરત્નો પેદા કરવા માટે ઉપર જણાવ્યા મુજબ સ્ત્રી-પુરૂષોએ પવિત્ર નિયમો અંકિત કરીને ઉત્તમ ઉદ્દેશથી નિયામત રીતે નિજ વીર્યના સરક્ષણરૂપ બ્રહ્મચર્યનુ પાલન કરવુ જ જોઇએ ઉપર જણાવેલા પવિત્ર નિયમોનુ ઉલ્લઘન કરી વિષયસુખની લાલસાથી મૈથુનક્રીડા અમર્યાદિત રીતે કરવાથી આપણી જે અધોદશા થવા પામી છે તેમાથી જો આપણે મુક્ત થવુ જ હોય તો સત સુસાધુ-જનોએ દેશના અને સમાજના ભલા માટે સહુ કોઇ સ્વપર હિતચિતકોને બ્રહ્મચયના પાલનથી થતા સકળ લાભો સારી રીતે સમજાવી, તેમના મનમા એવા તો ઠસાવવા જોઇએ કે

ગમે તેવી લાલચો કે સંયોગોને વશ થઈ નહિ જતા તેઓ બ્રહ્મચર્યના શુદ્ધ નિયમોને દૃઢપણે અનુસરી, નિજ વીર્યનુ સરક્ષણ કરી પરિણામે પવિત્ર પ્રજાને જ ઉત્પન્ન કરી શકે અને છેવટે પ્રભુભક્તિપરાયણ થઇ સ્વપરહિત સુખે સાધી શકે ત્યારે તેમનાથી ઉત્પન્ન થયેલી પવિત્ર પ્રજા પોતાના અચગ વીર્ય પરાક્રમથી વિદ્યા--કળાના બળે નિજ કર્ત્તવ્ય સમજી નિજનિજ દેશ કે સમાજનો ઉદ્ધાર કરવા સમર્થ થઈ શકે અને પરિણામે અનેક ભવ્યાત્માઓનુ પણ હિત કરી શકે

જબૂકુમાર, સુ ર્શન શ્રેષ્ઠી, સ્થૂનભદ્રમુનિ અને વિજય શેઠ વિજયા શેઠાણી જેવા જ્વલત દૃષ્ટાતો જાણી તેમને આદર્શ રૂપ લેખી સ્વજીવન અ કિત કરવુ જોઇએ એવા પુત્રરત્નોની આપણને બહુ જરૂર છે 'Charity begins at home 'Lx ample is better tean precept' એ ન્યાયે આપણે જાતે જ બને તેટલુ બ્રહ્મચર્ય પાળવા પ્રય નશીલ થવુ જોઇએ આગળ થઈ ગયેલા આદર્શ જીવનરૂપ અનેક ઉત્તમ સતા-સતીઓના પવિત્ર નામોનુ આપણે પ્રભાતે સ્મરણ કરીએ છીએ તે તેમના જેવા પવિત્ર શીલવત થવાના હેતુથી જ અને જો એવી ઉત્તમ ભાવનાથી આપણે તેમને યાદ કરી તેમના જેવા થવા તેમના અ કિત માર્ગે ચાલીએ તો એક વખત તેમના જેવા જ થઇ શકીએ, એ નિઃશક વાત છે, માટે હવે આપણે પ્રમાદાચરણ તજી પુરૂષાર્થી બનવુ જોઇએ એ જ આપણી આબાદીનો અકસીર ઉપાય છે તેને આદરવા સહુ સહૃદય બધુઓ અને બ્હેનો આદરવત થાઓ એ જ મહાકાક્ષા

.૭

# શુદ્ધ બ્રહ્મચર્ય જીવનથી આપણી ભાવી પ્રજા ઉપર થતી અદ્‌ભુત અસર

કોઇ પણ પ્રકારના દોષ યા વિકાર વગરનુ સહજ સ્વાભાવિક અવિકારી નિર્દોષ જીવન વહેવાને માટે બ્રહ્મચર્યપાલન કરવાની ભારે જરૂર છે કોઇ પણ રીતે નિજ વીર્ય-શક્તિ સુરક્ષિત રાખવા ઉપરાત તેનો શિષ્ટ પુરૂષોના વચનાનુસારે આગમા સારો ઉપયોગ કરવા માટે બ્રહ્મચર્ય પાળવાની બહુ જ જરૂર છે બ્રહ્મચર્યથી નિજ વીર્ય સુરક્ષિત રહે છે અને તેથી અનેક ઉપયોગી કાર્યો કરી શકાય છે જો બચપણથી જ પોતાના બાળકોના હિત માટે તેમના ઉપર શુભ સસ્કારો પડવા માત-પિતાદિક વડીલજનો પૂરતી કાળજી રાખે અને તેમના ઉપર કોઇ પણ પ્રકારના મલીન સસ્કાર પડવા ન પામે એવી પૂરતી ચીવટ રાખે તો તેમના વ્હાલા બાળકોની ઉન્નતિ ઘણી વ્હેલી થવા પામે, એ નિઃસદેહ સત્ય છે બાળકોના તન, મન કે વચન ઉપર કોઈ જાતની માઠી અસર ન થાય માટે ગર્ભાધાનથી માડી માતાપિતાદિ વડીલોએ કોઇ પણ પ્રકારના મલીન આચાર વિચાર કે વચનનો વ્યાપાર કરવો કરાવવો કે અનુમોદવો નહિ, પણ પોતાના તન, મન અને વચનથી શુદ્ધ બ્રહ્મચર્ય પાળવા પૂરતુ લક્ષ રાખ્યા કરવુ, માતપિતાના શુભ હેતુવાળા સયોગથી ગર્ભાધાન રહે છે, તેથી તેઓ તે વખને જેવો વિચાર સેવતા હોય છે તેની અસર ગર્ભ ઉપર થવા પામે છે અને ત્યારપછી પણ માતાદિ જેવા આચાર વિચારાદિ સેવે છે, તેની અસર પણ બહુધા ગર્ભ ઉપર થવા પામે છે આવા શુભ હેતુથી જ ત્રિશલાદેવીએ પોતાના ઉત્તમ ગર્ભની રક્ષા નિમિત્તે જે જે શુભ ઉપાયો સેવ્યા હતા તે સઘળી માતાઓએ અવશ્ય લક્ષમા લેવા

અને આદરવા ઉત્સુક થવુ જોઇએ. ઉત્તમ ગર્ભના પ્રભાવથી માતાને જે કોઇ શુભ મનોરથ થવા પામે છે, તે સઘળા શુભ મનોરથ પૂરા કરવા એ પતિની ખાસ ફરજ છે આવા એક અતિ અગત્યના વિષયમા બેદરકારી કરવાથી કેટલુ બધુ વિપ રીત પરિણામ આવે છે, તેનુ ભાન પણ અજ્ઞાન પતિ પત્નીને હોતુ નથી, તેથી જ કેટલીક વખત માતાઓને ગર્ભસ્રાવ અથવા કસુવાવડ થવા પામે છે, શરીરમા શૂલ કે સણકા આવવા માડે છે અને પ્રસૂતિ વખતે માતાને ભારે વ્યથા સહન કરવી પડે છે આવા અનેક દોષથી મુક્ત થવા સ્વપર લાભ સાચવવા માટે જ્યારથી ગર્ભાધાન રહે ત્યારથી જ ગર્ભની રક્ષા નિમિત્તે માતા પિતાએ વિષયવિકાર તજીને નિર્દોષ બ્રહ્મચર્ય પાળવા પૂરતુ લક્ષ રાખવુ એ એક અતિ અગત્યની વાત છે અને જેવા પ્રકારના ઉત્તમ લક્ષણવાળા બાળકની પ્રાપ્તિ કરવા તેઓ ઇચ્છતા હોય એવા પ્રકારના જ આચાર અને ગીતગાનાદિક ગર્ભાધાન થયા પહેલા અને ગર્ભપ્રસૂતિ પર્ય ત તેમણે કર્યા કરવા જોઇએ, એ પણ અનેક અનુભવી જનોનુ કથન લક્ષ રાખવા યોગ્ય છે સુજ્ઞ અને સહૃદય ભાઇબ્હેનો જ આ કથનનુ ઉત્તમ રહસ્ય સમજી શકે છે



## બ્રહ્મચર્ય સબધી વ્યવહારૂ શિક્ષણ

બચપણથી જ માડી બાળકોને તેમનુ ભવિષ્ય સુધારવા માટે તેમના માતાપિતાદિક વડીલોએ એવા ઉત્તમ પ્રકારના આચાર વિચાર અને વચન–વ્યવહાર વડે ટેવી દઇ સસ્કારિત કરવા જોઇએ કે તેમની ઉન્નતિ સધાવામા કશી મુશ્કેલી આવે નહિ બાળકોને બાલ્યવયમા તેમની આસપાસ જેવુ તેમને જોવાનુ–

કે સાભળવાનુ મળે છે તેમાથી તેમની ચચળ દૃષ્ટિથી જોઇ કે કાનથી સાભળીને તેઓ તેનુ બહુધા અનુકરણ કરતા શીખે છે, તેથી તેમને કશુ નબળુ કે નિર્માલ્ય જેવુ જોવાનુ કે સાભળવાનુ બનવા ન પામે એવી ખાસ સભાળ, તેમની રક્ષા કરનારાઓએ રાખવી જોઇએ એટલુ જ નહિ પણ તેમના ખાન પાનના નિયમો માટે પણ ઘણી જ સાવચેતી રાખવી જોઇએ બાળક જ્યા સુધી સ્તનપાન કરતુ રહે ત્યા સુધી માતાએ કોઇ પણ વિકારવાળા પદાર્થનુ સેવન નહિ કરતા શુદ્ધ સાત્ત્વિક પદાર્થોનુ જ સેવન કરવુ જોઇએ અને બ્રહ્મચર્યનુ પણ પાલન કરવા પૂરતુ લક્ષ રાખવુ જોઇએ ત્યારપછી પણ બાળકોના આહારવિહાર સબધી તેમના વડીલોએ યોગ્ય સભાળ ખાસ કરીને રાખવી જ જોઇએ અને તેમને બહુ સારી સોબતમા જ રાખી ઉછેરવા જોઇએ પછી જ્યારે તેમને વિદ્યાભ્યાસમા જોડવા જેવુ વય પ્રાપ્ત થાય ત્યારે સારા સુશીલ અને અનુભવી શિક્ષકની દેખરેખ નીચે બીજા નિર્દોષ અને માયાળુ બાળવિદ્યાર્થીઓની જોડમા કોઇ એક એવા સારા વિદ્યાલયમા મૂકવા જોઇએ, કે જ્યા તેમને ગમ્મત સાથે અસ્ખલિત જ્ઞાન મળતુ રહે એ રીતે ઉત્તરોત્તર તેમને જ્ઞાનવૃદ્ધિ થયા કરે એવો ઘટિત પ્રબધ કરી દેવો જોઇએ તેમને વિદ્યાભ્યાસ કરતા કદાપિ કટાળો ન આવે પણ તેઓ સુખચેનથી વિદ્યાભ્યાસ કર્યા કરે એવા પ્રકારની તેમને તન-મનની કસરત જોડે જોડે મળતી રહેવી જોઇએ તેમનુ વય પરિપકવ થાય ત્યા સુધીમા તેમનો વિદ્યાભ્યાસ લગભગ પૂરો થઇ જવો જોઇએ, એટલુ જ નહિ પણ તેમા તેમને ખરેખર લહેજત પડે એવા યોગ્ય ક્રમથી તેમનો વિદ્યાભ્યાસ ગોઠવવો જોઇએ સાથે સાથે નીતિના તેમજ ધમના

આહા તત્ત્વો પણ તેમને સમજાવવા જોઈએ, જેથી તેમનુ જીવન તેમને પોતાને તેમજ અન્ય જનોને પણ એક આશીર્વાદરૂપ થઈ શકે, જ્યા સુધી તેમનો વિદ્યાભ્યાસ શરૂ રહે ત્યાસુધી તેમણે શુદ્ધ બ્રહ્મચર્ય પાળવુ જ જોઈએ આજકાલ પણ કેટલાક સુપ્રસિદ્ધ ગુરૂકુળોમા એ જ નિયમને અનુસરી પુત્રને ૨૫ વર્ષનુ વય થતા સુધી અને પુત્રીને ૧૬ વર્ષનુ વય થતા સુધી શુદ્ધ બ્રહ્મચર્ય પળાવવામા આવે છે, તેથી તેઓ બહુ બલિષ્ઠ, વીર્યવાન, તેજસ્વી, કાન્તિમાન, પ્રતાપી, હિંમતવાન, ઉત્સાહી અને પરદુખભંજન બને છે એવા સુશિક્ષિત બ્રહ્મચારી યુવકો જ ખરેખર દેશને આશીર્વાદરૂપ નીવડે છે

(સ ક વિ)

ॐ

## ગુહ્ય પ્રકરણ.

જેણે આરોગ્યના પ્રકરણો ધ્યાનપૂર્વક વાચ્યા છે તેને મારી વિનંતિ છે કે આ પ્રકરણ વિશેષ ધ્યાનથી વાચવુ અને તે ઉપર ખુબ વિચાર કરવો બીજા પ્રકરણો હજુ આવશે અને તે ઉપયોગી થઇ પડશે, એમ હુ માનુ છુ, પણ આ વિષય ઉપર બીજુ એકે પ્રકરણ આના જેવુ અગત્યનુ નહિ હોય. મે અગાઉ સૂચવ્યુ છે કે આ પ્રકરણોમા એવી એક પણ બાબત મે લખી નથી કે જેના વિષે મને જાતિ-અનુભવ થયો ન હોય અથવા જે હુ પોતે દૃઢતાપૂર્વક ન માનતો હોઉ

આરોગ્યની ઘણી ચાવીઓ છે અને તે બધી ચાવીઓની જરૂર છે, પણ તેની મુખ્ય ચાવી બ્રહ્મચર્ય છે સારી હવા, સારો ખોરાક, સારૂ પાણી વગેરેથી આરોગ્ય મેળવી

પણ જેટલો પૈસો કમાઇએ તેટલો ઉડાવીએ તો કઇ બચતુ નથી, તેમજ જેટલુ આરોગ્ય મેળવીએ તેટલુ ઉડાવીએ તો પાસે પુજી શી રહેવાની છે? માટે સ્ત્રી અને પુરૂષ બન્નેને આરોગ્યરૂપી ધન સાચવવાને સારૂ બ્રહ્મચર્યની સપૂર્ણ જરૂર છે, એમા કોઇએ શક લાવવાનો નથી જેણે પોતાનુ વીર્ય સાચવ્યુ છે તે જ વીર્યવાન-બળવાન કહેવાય અને ગણાય

બ્રહ્મચર્ય તે શુ? એ સવાલ થશે પુરૂષે સ્ત્રીનો ભોગ ન કરવો અને સ્ત્રીએ પુરૂષનો ભોગ ન કરવો, એ બ્રહ્મચર્ય છે 'ભોગ ન કરવો' એટલે એક બીજાનો વિષયની ઇચ્છાએ સ્પર્શ ન કરવો, એટલુ જ નહિ પણ એ બાબત વિચાર પણ ન લાવવો એ બાબતનુ સ્વપ્ન પણ ન હોવુ જોઇએ પુરૂષે સ્ત્રીને જોઇને ઘેલા ન થવુ અને સ્ત્રીએ પુરૂષને જોઇને ઘેલા ન થવુ જે ગુહ્ય શક્તિ આપણને કુદરતે આપી છે તેને દબાવી, આપણા શરીરમા જ સગ્રહ કરી, તેનો ઉપયોગ આપણુ આરોગ્ય વધારવામા કરવો અને તે આરોગ્ય એકલા શરીરનુ નહિ પણ મનનુ, બુદ્ધિનુ અને યાદશક્તિનુ

હવે જરા આસપાસ કૌતક બને છે તે જોઇએ નાનાથી મોટા બધા, પુરૂષો તેમજ સ્ત્રીઓ, ઘણે ભાગે આ મોહમા ડુબેલા પડ્યા છે આપણે એવે સમયે ગાડાતુર બની જઇએ છીએ આપણી બુદ્ધિ ઠેકાણે રહેતી નથી, આપણી આખને પડદા આવી જાય છે, આપણે કામાધ બનીએ છીએ કામ દશામા આવી ગયેલા પુરૂષોને, સ્ત્રીઓને અને છોકરા-છોકરીઓને મે તદ્દન બાવરા જેવા જોયા છે મારો પોતાનો અનુભવ તેથી જૂદો નથી જ્યારે જ્યારે તે દશામા હુ આવેલો છુ ત્યારે ત્યારે મારૂ ભાન હુ ભૂલી ગયો છુ એ વસ્તુ જ એવી છે,

આમ એક રતિભાર રતિ (સુખ)ને સારૂ આપણે એક મણથી વિશેષ બળ એક પળમા ગુમાવી બેસીએ છીએ જ્યારે આપણો મદ ઉતરે છે ત્યારે આપણે રંક હાલતમા હોઇએ છીએ બીજે દહાડે સવારમા આપણુ શરીર ભાર રહે છે, આપણને ખરૂ ચેન રહેતુ નથી, આપણી કાયા મંદ થઇ ગઈ હોય છે, આપણુ મન ઠેકાણા વગરનુ હોય છે, તે બધુ ઠેકાણે લાવવા–રાખવા આપણે દૂધના કઢા પીએ છીએ, ગજવેલ ફાકીએ છીએ, ચાકુતિઓ લઇએ છીએ, વૈદ્યોની પાસે જઇને પુષ્ટિકારક દવા માગીએ છીએ, કયા ખોરાકથી આપણો કામ વધે એ આપણે શોધ્યા કરીએ છીએ એમ દિવસો જાય છે અને જેમ જેમ વર્ષ જાય છે તેમ તેમ અગે, અક્કલે હીણા થઇએ છીએ અને ઘડપણમા આપણી બુદ્ધિ ગયેલી જોવામા આવે છે

ખરૂ જોતા એમ ન થવુ જોઇએ–ઘડપણમા બુદ્ધિ મદ થવાને બદલે તે જ થવી જોઇએ આ દેહે મેળવેલો અનુભવ આપણને તથા બીજાને ઉપયોગી થઇ શકે એવી આપણી સ્થિતિ રહેવી જોઇએ અને જેઓ બ્રહ્મચર્ય પાળે તેની તેવી સ્થિતિ રહે છે તેને મરણનો ભય નથી અને મરણ સમયે પણ તે ઇશ્વરને ભૂલતો નથી તે ખોટા વલખા મારતો નથી અને ચાળા કરતો નથી તે હસમુખે ચહેરે આ દેહને છોડી માલેકને પોતાનો હિસાબ આપવા જાય છે. આ જ પુરૂષ–આમ મગે તે જ સ્ત્રી તેઓએ જ ખરૂ આરોગ્ય જાળવ્યુ એમ ગણાય

આપણે સાધારણ રીતે વિચાર કરતા નથી કે આ જગતમા મોજ-મજા, અદેખાઇ, મોટાઈ આડબર, ગુસ્સો, અધીરાઇ, ઝેર વગેરેનુ મૂળ આપણે બ્રહ્મચર્યનો ભગ કરીએ છીએ તે છે આપણુ મન આપણે હાથ ન રહે અને આપણે દર રોજ એક કે વધારે વખત એક બાળક કરતા પણ બેદ બની જઇએ, તો પછી જાણ્યે કે અજાણ્યે કયા ગુન્હા નહી કરીએ કયુ ઘોર કર્મ કરતા અટકીશુ ?

પણ આવુ બ્રહ્મચર્ય પાળનારાને કોણ જુએ છે ? એવુ બ્રહ્મચર્ય જો બધા પાળે તો દુનિયાનુ સત્યાનાશ વળે આમા ધર્મચર્ચા આવી જવાનો સભવ છે, એટલે તેટલો ભાગ છોડી માત્ર દુન્યવી વિચાર જ કરીશુ મારા વિચાર પ્રમાણે આ બંને સવાલનુ મૂળ આપણી બીક અને કાયરતા છે આપણે બ્રહ્મચર્ય પાળવા માગતા નથી એટલે તેમાથી નીકળી જવાનુ બહાનુ શોધીએ છીએ બ્રહ્મચર્ય પાળનારા આ દુનિયામા ઘણાએ પડ્યા છે, પણ તેને શોધતા તુરતજ મળતા હોય તો તેનુ મૂલ્ય પણ શુ હોય ? હીરાને મેળવતા પૃથ્વીના આતરડામા હજારો મજુરોને ગોધાઇ રહેવુ પડે છે અને ત્યારપછી પણ પર્વત જેટલી કાકરીઓમાથી એક મૂઠી જેટલા હીરા હાથ આવે છે, ત્યારે બ્રહ્મચર્ય પાળનારા હીરાને શોધવાને સારૂ કેટલો પ્રયત્ન કરવો જોઇએ, તે સૌએ ત્રિરાશિ બાધીને જવાબ શોધી કહાડવો બ્રહ્મચર્ય પાળતા પૃથ્વીનુ નિકદન વળી જાય, તેની સાથે આપણને સબધ જ કયા છે ? આપણે કઇ ઇશ્વર નથી જેણે પૃથ્વી બનાવી છે તે પોતાનુ સભાળી લેશે[1] બીજાઓ

[1] આ અથવા આને લગતા જે વિચારો છે તેને જૈનશાસ્ત્ર સમત નથી

પાળે કે નહિ એ સવાલ આપણને કરવાનો જ ન હોય આપણે વેપાર, વકીલાત વગેરે ધધામા પડતા વિચારતા નથી કે બધા વકીલ કે વેપારી થાય તો શુ થાય ? છેવટમા જે બ્રહ્મચર્ય પાળશે તે પુરુષ અથવા સ્ત્રીને-કાળે કરીને બન્નેને સવાલોનો જવાબ મળી આવશે-એટલે કે તેના જેવા બીજા તેને મળી રહેશે અને બધા બ્રહ્મચર્ય પાળે તો પૃથ્વીનુ શુ થાય તે પણ તે પોળા દિવસ જેવુ જોઇ શકશે

ઉપરના વિચારો જ જાળી માણુસો કેમ અમલમા મૂકી શકે ? પરણેલા શુ કરે ? જેને છોકરા છે તે શુ કરે ? જેનાથી કામને વશ ન જ રાખી શકાય તે શુ કરે ? આપણે સરસમા સરસ શુ છે તે જોયુ તે નમુનો આપણી પાસે રાખીએ તો પછી તેની તેવી જ કે ઉતરતી નકલ કરી શકીએ બાળક પાસે અક્ષર લખાવીએ ત્યારે સારામા સારા અક્ષરનો નમુનો તેની પાસે મૂકીશુ તો બાળક તે ઉપરથી પોતાની શક્તિ પ્રમાણે પૂરી કે અધુરી નકલ કરશે, તેમજ આપણે અખડ બ્રહ્મચર્યનો નમુનો આપણી સામે રાખી તેની નકલ કરવા મથી શકીએ તેમ છીએ પરણ્યા એટલે શુ ? કુદરતી કાયદો તો એ છે કે જ્યારે સ્ત્રી-પુરુષને પ્રજાની ઇચ્છા થાય ત્યારે જ તેઓ બ્રહ્મચર્યને તોડે આમ વિચારપૂર્વક કોઇ જોડુ વર્ષે કે ચાર-પાચ વર્ષે એક વેળા બ્રહ્મચર્ય તોડે તો તે તદ્દન ગાડા નહિ બને અને તેઓની પાસે પુજી ઠીક એકઠી રહી શકશે ભાગ્યે જ એવા સ્ત્રી-પુરુષ આપણા જોવામા આવશે કે જેઓ માત્ર પ્રજાની ઉત્પત્તિને ખાતર જ કામભોગ કરતા હોય બાકી હજારો માણસો તો કામભોગ માગે છે-ઇચ્છે છે અને કરે છે, તેનુ પરિણામ એ આવે છે કે તેઓની ઇચ્છા વિરુદ્ધ પ્રજા ઉત્-

આ

જઈએ છીએ કે સામેનાનો વિચાર જ કરતા નથી આમા સ્ત્રી કરતા પુરુષ વધારે ગુન્હેગાર છે પોતાના ગાડપણમા સ્ત્રીની નબળાઈનો અને પ્રજાનો ભાર ઉપાડવાની—તેને ઉછેરવાની તેનામા તાકાદ છે કે નહિ તેનો તેને ખ્યાલ પણ રહેતો નથી. પશ્ચિમના લોકોએ તો આ બાબતમા હદ જ ઓળગી છે તેઓ પોતાના ભોગ ભોગવવાને ખાતર ને પ્રજા ઉત્પન્ન થાય તેનો બોજો દૂર રાખવા ખાતર અનેક ઉપચારો વાપરે છે તે ઉપચારો ઉપર પુસ્તકો લખાયા છે અને વિષય ભોગવવા છતા પ્રજા ઉત્પન્ન ન થાય એવુ બતાવનારા ધધાર્થીઓ ત્યા પડ્યા છે! આપણે આવા પાપમાથી હજુ તો મુક્ત છીએ, પણ આપણી સ્ત્રીઓ ઉપર બોજો લાદતા આપણે ઘડીભર વિચાર કરતા નથી અને આપણી પ્રજા નબળી, વીર્યહીન, બાયલી અને બુદ્ધિહીન થાય તેની દરકાર પણ રાખતા નથી જ્યારે જ્યારે પ્રજા ઉત્પન્ન થાય ત્યારે આપણે ઇશ્વરનો પાડ માનીએ છીએ, એ આપણી કગાળ દશા ઢાકવાનો એક રસ્તો છે **નબળી, પાગળી, વિષયી, નમાલી પ્રજા આપણને થાય એને આપણે ઇશ્વરી-કોપ કેમ માનીએ? બાર વર્ષના બાળકને પ્રજા થાય એમા આપણે શુ સુખ માનવાનુ હોય? તેમા ઉત્સવ શો ઉજવવો હોય? બાર વર્ષની બાળા માતા થાય એને મહાકોપ કેમ ન માનવો?** તુરત વાવેલા ઝાડમા ફળ થાય તો તે નબળુ હોય છે એમ આપણે જાણીએ છીએ, તે ઝાડને ફળ ન બાઝે એવા આપણે ઇલાજ લઈએ છીએ, છતા બાળક સ્ત્રીને બાળક વરથી પ્રજા ઉત્પન્ન થાય અને આપણે ઉજાણી કરીએ એ તો ભીંત ભૂલવા જેવુ થયુ હિંદુસ્તાનમા કે દુનિયામાં નમાલા

માણસો કીડીની પેઠે ઉભરાય તેથી હિંદુસ્તાનનો કે દુનિયાનો શો ઉદ્ધાર થઈ શકે ? પશુ આપણા કરતા સારા છે કે જ્યારે તેઓને પ્રજા ઉત્પન્ન કરવાની હોય ત્યારે જ નર-માદાનો મેળાપ આપણે કરાવીએ છીએ મેળાપ પછી તેને ગર્ભકાળ તથા જન્મ પછી બચ્ચું ધાવણ છોડી મોટું થાય ત્યા સુધીનો કાળ તદ્દન પવિત્ર ગણવો જોઇએ, અને પુરૂષે તથા સ્ત્રીએ તે કાળ દરમિયાન તો બ્રહ્મચર્ય જ પાળવું જોઇએ તેને બદલે આપણે ઘડીભર પણ વિચાર કર્યા વિના આપણું કાર્ય કર્યે જ જઇએ છીએ ! આવા રોગી મન આપણા છે, એનું નામ અસાધ્ય રોગ. એ રોગ આપણને મોતની મુલાકાત કરાવે છે અને મોત થતું નથી ત્યાસુધી આપણે ઘેલા માણસની પેઠે ભમ્યા કરીએ છીએ પરણેલા સ્ત્રી-પુરુષોની ખાસ ફરજ છે કે તેઓએ પોતાના વિવાહનો ખોટો અર્થ નહિ કરતા શુદ્ધ અર્થ કરી જ્યારે ખરેખર પ્રજા ન હોય ત્યારે વારસ ઇચ્છીને જ પોતે ભેગા થવું

આપણી દયામણી દશામા આમ કરવું બહુ મુશ્કેલ છે આપણો ખોરાક, આપણી રહેણી, આપણી વાતો, આપણી આસપાસના દેખાવો એ બધા આપણી વિષયવાસના જાગૃત કરનારા છે વળી અફીણની પેઠે વિષયનો આપણને અમલ ચડેલો હોય છે, તેવી સ્થિતિમા આપણે વિચાર કરી પાછા હઠીએ એ કેમ બને ? પણ જે બનવું જોઇએ તેને વિષે કેમ બને ? એવી શકા ઉઠાવનારને સારૂ આ લખાણમા જવાબ નથી જેઓ વિચાર કરી કરવુ જોઇએ, તે કરવાનો પ્રયત્ન કરવા તૈયાર હોય તેને સારૂ આ લખાણ છે જેઓ પોતાની સ્થિતિમા સંતોષ માની બેઠા છે તેને આવું વાચતા

કટાળો આવશે, પણ જેઓ પોતાની કંગાલદશા જોઇ શકયા છે ને તેથી કંઇક ભાગે કંટાળ્યા છે તેને મદદ કરવાનો આ લખાણનો હેતુ છે

ઉપરના લખાણ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે જેઓ પરણ્યા નથી તેઓએ આવા કઠણ કાળમા પરણવુ જ ન જોઇએ અને જો પરણ્યા વિના ન જ ચાલે તો જેમ બને તેમ મોડુ પરણવુ જોઇએ **પચીશ કે ત્રીશ વર્ષ સુધી ન પરણવાના જુવાન પુરૂષોએ 'પણ' લેવા ઘટે છે.** આવુ કરવાથી આરોગ્ય મળવા ઉપરાંત જે બીજા ફાયદા મળે તેનો વિચાર આ સ્થળે આપણે કરી શકતા નથી, પણ સૌ કોઇ પોતાની મેળે તે ફાયદા નીપજાવી શકશે

જે માબાપો આ લખાણ વાચે તેને એટલુ કહેવુ ઘટે છે કે તેમના છોકરાને બચપણમાથી જ વિવાહ કે સગાઈ કરી વેચી આપે છે તેથી તેઓ ઘાતકી બને છે, તેમા પોતાના બચ્ચાનો સ્વાર્થ તપાસવાને બદલે પોતાનો અંધસ્વાર્થ તપાસે છે પોતાને મોટા થવુ છે, પોતાની નાતજમાતમા નામ મેળવવુ છે, છોકરાના વિવાહ કરી તમાશો જોવો છે છોકરાનુ હિત જુએ તો તો તેનો અભ્યાસ તપાસે, તેનુ જતન કરે, તેને શરીર કેળવણી આપે આ જમાનામા બાળક છોકરાને પરણાવી ઘરસંસારી ખટપટની જવાબદારીમા મૂકી દેવા એથી તેઓનુ બીજુ કયુ મોટુ અહિત હોઇ શકે ?

છેવટમા જે સ્ત્રી કે પુરુષ એક વખત પરણ્યા છે તેમા મોતથી વિયોગ થાય ત્યારે તો તેઓએ વૈધવ્ય પાળવુ એ આરોગ્યનો ફાયદો છે કેટલાક ડૉકટરોએ એવો અભિપ્રાય આપ્યો છે કે જુવાન પુરુષ અથવા સ્ત્રીને વીર્યપાત થવાનો

અવકાશ મળશે જ જોઇએ બીજા કેટલાક ડૉકટરો એમ પણ કહે છે કે કોઈપણ સ્થિતિમા વીર્યપાત કરવાની જરૂર નથી આમ ડૉકટરો લડી મરે છે ત્યા આપણે ડૉકટરોથી દોરવાઇ આપણા વિચારને ટેકો મળ્યો એમ સમજી વિષયમા લીન રહેવાનુ સમજીએ એમ ન જ થવુ જોઇએ મારો પોતાનો અનુભવ અને બીજાઓ જેનો અનુભવ હુ જાણુ છુ તે ઉપરથી હુ બેધડક રીતે કહી શકુ છુ કે આરોગ્ય જાળવવાને માટે વિષય સેવન કરવાની જરૂર નથી, એટલુ જ નહિ પણ વિષયસેવન કરવાથી–વીર્યપાત થવાથી આરોગ્યને ઘણી નુકશાની પહોંચે છે ઘણા વર્ષથી બધાયેલી મજબૂતી–મનની ને તનની–એક વખતના વીર્યપાતથી પણ એટલી જતી રહે છે કે તેને પાછી મેળવતા વખત જોઇએ છીએ, અને તેટલો વખત જતા પણ અસલ સ્થિતિ આવી જ શકતી નથી ભાગેલા કાચને સાધો મારી તેની પાસેથી કામ ભલે લો, પણ તે ભાગેલો તો ગણાશે જ

વીર્યનુ જતન કરવાને સારૂ સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી, અગાઉ જણાવ્યા પ્રમાણે સ્વચ્છ ખોરાક અને સ્વચ્છ વિચારની પૂરી જરૂર છે આમ નીતિને આરોગ્યની સાથે ઘણો નિકટ સબધ છે સપૂર્ણ નીતિવાન જ સપૂર્ણ આરોગ્ય મેળવી શકે જાગ્યા ત્યારથી સવાર સમજી ઉપરનુ લખવુ ખૂબ વિચારી જેઓ તે સુચના અમલમા મૂકશે તેઓને પ્રત્યક્ષ અનુભવ મળશે થોડી મુદત જેણે બ્રહ્મચર્ય જાળવ્યુ હશે તે પણ પોતાના મનમા વધેલુ બળ અને શરીરનુ બળ, એ બન્ને જોઇ શકશે અને એક વખત જો તેના હાથમા પારસમણિ આવશે તો તેને જીવની માફક જતન કરી સાચવશે. જરાએ ચૂકશે તો તુરત જોઇ લેશે કે તેણે મોટી ભૂલ કરી છે મે તો બ્રહ્મચર્યના અગણિત લાભ વિચાર્યા પછી–જાણ્યા પછી

કરી છે અને તેના કડવા પરિણામ પણ જોયા છે ભૂલ પહેલાની મારા મનની ભવ્ય-દશા, ભૂલ પછીની મારી દીન-દશા એનો મને તાદૃશ ચિતાર આવ્યા કરે છે, પણ મારી ભૂલો માથી હુ એ પારસમણિની કિંમત શીખ્યો છુ હવે અખડ જાળવીશ કે નહિ એ જાણતો નથી ઇશ્વરની સ્હાયથી જાળવવાની આશા રાખુ છુ મારા મનને અને શરીરને તેથી થયેલો લાભ હુ જોઇ શકુ છુ હુ પોતે બાળપણે પરણેલો, બાળપણે અધ બનેલો, બાળપણે પ્રજા પામેલો, ઘણા વર્ષે જાગ્યો, જાગીને જોયુ તો મહારાતમા પડેલો એમ લાગે છે મારી ભૂલથી અને મારા અનુભવથી જો કોઈ પણ ચેતી લેશે અને બચશે તો આ પ્રકરણ લખીને હુ કૃતાર્થ થયો સમજીશ આ પણ ત્રિરાશિ બાધવા જેવી છે મારામા ઉત્સાહ ઘણો છે એમ બહુ માણસોએ કહ્યુ છે અને હુ માનુ છુ મારૂ મન તો નબળુ ગણાતુ નથી કેટલાક તો મને હઠીલો ગણે છે મારા શરીરમા અને મનમા રોગો રહેલા છે, પણ મારા પ્રસગમા આવેલાના પ્રમાણમા હુ સારી રીતે આરોગ્યતાવાળો ગણાઉં છુ આ દશા જો હુ વીશ વર્ષ સુધી વધારે કે ઓછો વિષયમા રહ્યા પછી જાગવાથી સાચવી શકયો છુ, તો એ વીશ વર્ષ પણ બચાવી શકયો હોત તો કયા હોત? હુ પોતે સમજુ છુ કે મારા ઉત્સાહનો આજે પાર જ ન હોત અને પ્રજાની સેવામા કે મારા સ્વાર્થમા હુ એટલો ઉત્સાહ બતાવી શકત કે તેની બરોબરી કરનારની કસોટી થાત આટલો સાર મારા ભાગેલા દાખલામાથી ખેચી શકાય છે જેઓ અખડ બ્રહ્મચર્ય પાળી શકયા છે તેઓનુ શારીરિક, માનસિક, નૈતિક બળ જેણે જોયુ હોય તે જ વિચારી શકે તેનુ વર્ણન ન થઇ શકે

આ પ્રકરણ વાચનાર સમજેલ હશે કે જ્યા પરણેલાને

બ્રહ્મચર્ય પાળવાની સલાહ આપવામા આવી છે ત્યા અને રડાયેલ પુરુષને વૈધવ્ય ભોગવવાની સલાહ આપી છે ત્યા પરણેલ કે ન પરણેલ પુરુષ યા સ્ત્રીને બીજે કયાય પણ વિષયસેવન કરવાનો અવકાશ હોય જ નહિ, પરસ્ત્રી અથવા વેશ્યા ઉપર કુદષ્ટિ કરવાથી શુ ઘોર પરિણામો આવે છે એ આરોગ્યના વિષયમા વ્વચારી શકાય નહિ, એ ધર્મનો અને ઉડી નીતિનો વિષય છે અહીં તો માત્ર એટલુ જ કહી શકાય છે કે પરસ્ત્રી અને વેશ્યાગમનથી માણસો વિસ્ફોટક આદિ નામ ન લેવા યોગ્ય નીચ દર્દોથી પીડાતા અને સડતા જોવામા આવે છે કુદરત એવી દયા કરે છે કે તેવા સ્ત્રી-પુરુષોને તુરતજ ઘા પાડે છે, તેમ છતા તેઓ સૂતેલા રહે છે અને પોતાના દર્દોને માટે દવા શોધવા ડાકટરોને ત્યા ભટકયા કરે છે! જ્યા પરસ્ત્રીગમન ન હોય ત્યા પચાસ ટકા વૈદ્યો અને ડાકટરો નકામા થઇ પડે એ દર્દોએ માણસજાતને એવી લીધી છે કે વિચારશીલ ડાકટરો જણાવે છે કે તેઓની શોધો છતા પણ જો પરસ્ત્રીગમનનો સડો ચાલ્યા કરશે તો પ્રજાઓનો ઝપાટાભેર અત આવશે. એથી થતા રોગોની દવાઓ એવી ઝેરી છે કે જો તે રોગનો નાશ થયો એમ લાગે તો બીજા ઘર કરે છે અને તે પેઢી દર પેઢી ઉતરે છે

હવે પરણેલાને બ્રહ્મચર્ય પાળવાનો ઉપાય બતાવી આ ધાર્યા કરતા લબાયેલુ પ્રકરણ બધ કરીએ ખોરાક, હવા અને પાણીના નિયમો જાળવ્યાથી પરણેલા માણસો બ્રહ્મચર્ય જાળવી શકે નહિ તેઓએ પોતાની સ્ત્રી સાથેની એકાત તજવી જોઇએ વિચાર કરતા દેખાશે કે સ્ત્રીની સાથે વિષય ભોગવવા સિવાય એકાતની જરૂર હોય નહિ રાત્રિએ સ્ત્રી-પુરુષે જુદી ઓરડીઓમા સૂવુ જોઇએ દિવસના બન્નેએ સારા ધ

અને સારા વિચારોમા નિરતર રોકાયેલા રહેવુ જોઇએ પોતાના સુવિચારને ઉત્તેજન મળે તેવા પુસ્તકો વાચવા, તેવા પુરૂષોના ચરિત્રો વિચારવા અને ભોગમા તો દુખ જ રહ્યું છે એ વિચાર વારવાર કરવો જ્યારે જ્યારે વિષયની ઇચ્છા થઇ આવે ત્યારે ત્યારે તેણે ઠડા પાણીથી ન્હાઇ લેવુ આમ કરવાથી શરીરમા જે મહાઅગ્નિ રહ્યો છે તે બીજુ અને સારૂ રૂપ પકડી પુરૂષ અને સ્ત્રી બ નેને ઉપકારી થઇ પડશે અને તેઓના ખરા સુખમા વધારો થશે આવુ કરવુ એ મુશ્કેલ છે, પણ મુશ્કેલીઓ જીતવાને તો આપણે જન્મ્યા છીએ આરોગ્ય મેળવવુ હોય તેણે આ મુશ્કેલીઓ જીતવી જ પડશે.

આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન

લેખક મ૦ મોહનદાસ કરમચદ ગાંધી



## સયમ અને બ્રહ્મચર્ય

બ્રહ્મચારના અનેક પ્રકારોથી વ્યક્તિ, કુટુબ અને સમાજને પારાવાર હાનિ થાય છે એમ જણાવી ગ્રથકર્તા માનસ શાસ્ત્રની દૃષ્ટિએ એક અગત્યની વાત રજુ કરે છે મનુષ્ય ભલેને માને કે મારૂ અમુક કૃત્ય સ્વતત્ર છે, એથી સમાજને કશી હાનિ નથી, પણ કુદરતનો નિયમ જ એવો છે કે અતિશય ગુપ્તમા ગુપ્ત અને અગતમા અગત કૃત્યનો પડઘો દૂરદૂર સુધી પહોચે છે પોતાના કૃત્યને પાપ માનનાર છતા સમાજને તેની સાથે કશી લેવાદેવા નથી એવો આગ્રહ રાખનાર

માણસ પાપમા એવો તો રીઢો થતો જાય છે કે પોતાના કૃત્યને તે પાપ માનતો અટકે છે અને પછી તેવા પાપનો પ્રચાર કરે છે પાપ ગુપ્ત રહેતુ નથી, પણ વમળના મોજાની જેમ પાપનો પથરા આખા સમાજને વિષે પોતાના મોજા ફેલાવે છે એટલે કહેવાતુ ગુપ્ત પાપકૃત્ય પણ સમાજને પારાવાર હાનિ પહોચાડનારૂ થઈ પડે છે

ત્યારે આનો ઉપાય ? કાયદો કરીને ન જ થઇ શકે એમ ગ્રથકર્તા સ્પષ્ટ રીતે બતાવે છે આત્મસયમ જ એક ઉપાય છે, એમ કહીને તે કુવારાને માટે સપૂર્ણ બ્રહ્મચર્યને વિષે લોકમત કેળવવાની પરમ આવશ્યકતા અને પોતાની વિષયેચ્છા જેઓ દાબી ન શકતા હોય તેમને માટે વિવાહમા જોડાવાની આવશ્યકતા, તથા વિવાહ કરી અતિશય સયમથી વિવાહિત જીવન ગાળવાની આવશ્યકતા ઉપર વિસ્તીર્ણ વિવેચન કરે છે

પણ કેટલાક કહે છે ' બ્રહ્મચર્ય એ સ્ત્રી-પુરૂષના આરોગ્યને હાનિ પહોચાડનારૂ છે અને વ્યક્તિસ્વાતસ્ત્ર્યના ઉપર હુમલો છે ' ગ્રથકર્તા આ દલીલના ચુરેચુરા કરે છે વિષયેચ્છા એ આહાર અને નિદ્રા જેવી વસ્તુ નથી કે જેના વિના માણસને ન ચાલી શકે માણસ આહાર ન કરે તો માદો પડે, ઉંઘે નહિ તોયે માદો પડે, શૌચ રોકી રાખે તો અનેક રોગોને નોતરે, પણ વિષયેચ્છાને તે સુખે રોકી શકે છે એ ઇચ્છા રોકવાની શક્તિ જ ઇશ્વરે તેને બક્ષેલી છે વિષયેચ્છા સ્વાભાવિક થઇ પડી કહેવાય છે તેનુ કારણ તો આજ કાલની અનેક ઉત્તેજક વસ્તુઓ છે, જેથી એ ઇચ્છા યુવાનો અને યુવતિઓમા ઉમરે પહોચ્યા પહેલા કૃત્રિમ રીતે જાગૃત થાય છે, પણ ગ્રથકર્તાએ

વિચાર પ્રગટ કરીને ન બેસી રહેતા અનેક મોટામોટા ડાક્ત રોના જબરદસ્ત પ્રમાણો ટાંકીને સિદ્ધ કર્યું છે કે આત્મ નિગ્રહથી સ્વાસ્થ્યને હાનિ નથી થતી, એટલુ જ નહિ પણ તે સ્વાસ્થ્યનુ એક જ અમોઘ સાધન છે

લડનની રોયલ કોલેજના એક અધ્યાપક સર લાયોલન બીલનો એવો અભિપ્રાય છે કે શ્રેષ્ઠ પુરૂષોના જીવનમાથી એ જ વસ્તુ શિખવાની મળે છે કે વિષયેચ્છા જેવી દુર્દમ ઇચ્છા સ કલ્પબળે કરીને વશ કરી શકાય છે જ્યારે સ કલ્પબળે કરીને તે રોકવામા આવે છે ત્યારે તેના પરિણામો શુભ જ આવે છે, પણ બ્રહ્મચર્ય એટલે મનનુ બ્રહ્મચર્ય-વિચારનુ બ્રહ્મચર્ય એ મોટી વાત છે

રિબિંગ કહે છે કે ' ૨૫, ૩૦ અને તેના કરતા પણ વધારે વયના ઘણાયે યુવકોને હુ જાણુ છુ જેમણે વિવાહ થતા સુધી બ્રહ્મચર્ય પાળ્યુ છે એવા માણસો ઘણા છે, પણ તે પોતાને વિષે દાંડી પીટતા નથી અનેક વિદ્યાર્થીઓએ તો મારી આગળ ફરિયાદ કરી છે કે વિષયેચ્છાને વશ કરવી સુસાધ્ય છે એ વિષે જેટલો ભાર મૂકવો જોઇએ તેટલો મે નથી મૂકયો '

'લગ્ન પહેલા બ્રહ્મચર્ય શકય છે અને આવશ્યક છે,' એમ ડા એકટન કહે છે અને ઇંગ્લાડનો રાજવૈદ્ય પેગેટ કહે છે કે-'બ્રહ્મચર્યથી જેમ આત્માને હાનિ નથી થતી તેમ શરીરને પણ નથી થતી સયમના જેવો સદાચારનો એકે નિયમ નથી '

બીજો એક ડાક્તર કહે છે કે-બ્રહ્મચર્યમા કયાયે હાનિ રહેલી છે એ વિચાર જ કેટલો ભ્રમભરેલો છે ! એ ભ્રમને તોડવાને માટે જેટલો પ્રયત્ન થાય તેટલો ઓછો, કારણ કેટલાક માબાપો પણ એવુ માનતા લાગે છે બ્રહ્મચર્ય તો યુવાનોના શરીર, ચિત્ત, આત્માનુ કવચ છે '

સર એ. ડું કલાર્ક કહે છે કે–'સંયમથી શક્તિ વધે છે, જ્ઞાનતંતુ તેજ થાય છે. સ્વેચ્છાચાર મનને નબળું પાડે છે, પ્રમાદને પોષે છે, અધઃપાતનો રસ્તો મોકળો કરે છે અને પેઢી દર પેઢી સુધી રોગનો વારસો ફેલાવે છે.'

'પ્રેમનું શરીરશાસ્ત્ર' નામના એક પુસ્તકમાં એક દાક્તર લખે છે કે–'બ્રહ્મચર્યથી કોઈ રોગ થયાનો એક પણ દાખલો મને કોઈ બતાવે તો ખરો !'

બર્નનો માનસરોગશાસ્ત્રનો અધ્યાપક દા. ડુબોય આગ્રહપૂર્વક લખે છે કે–'માનસિક રોગવાળા ઘણાખરા વિષયી જીવન ગાળનારાઓ જ છે એમ જણાયું છે.'

પ્રો. ફેર્નિયર કહે છે કે–'બ્રહ્મચર્યથી આરોગ્યને હાનિ થાય છે એમ કહેનારાઓએ શરમાવું જોઈએ. દાક્તર તરીકે હું પણ કહું છું કે એ વાતમાં રજમાત્ર વજૂદ નથી. વળી ૨૧ વર્ષની ઉંમર પહેલાં વિષયશક્તિ આવતી જ નથી. વિષયેચ્છા પણ ન જ જાગૃત થવી જોઈએ. જો કૃત્રિમ ઉત્તેજન ન થતું હોય તો અકાળ વિષયેચ્છા એ અધૂરી અને ઉંધી તાલીમનું પરિણામ છે.'

આટલા પ્રમાણો ઉપરાંત ગ્રંથકર્તા સને ૧૯૦૨માં મળેલી જગતના મોટામોટા દાક્તરો અને ભડ રોગચિકિત્સકોની કોંગ્રેસનો એક ઠરાવ ટાંકે છે કે–'યુવાનોને શિખવવું જોઈએ કે બ્રહ્મચર્ય અને સંયમ હાનિકર્તા નથી, એટલું જ નહિ પણ વૈદક અને આરોગ્યની દ્રષ્ટિએ પરમ આવશ્યક છે.'

ગ્રંથકર્તા આખા વિષયનો આ પ્રમાણે ઉપસંહાર કરે છે: "આખો કેસ પૂરેપૂરો સાંભળીને સમાજશાસ્ત્રીઓ અને નીતિશાસ્ત્રીઓએ પોકારી પોકારીને પોતાનો ચુકાદો

કર્યો છે ' વિષયેચ્છા એ આહાર અને નિદ્રા જેવી વસ્તુ નથી કે જેની અમુક પ્રમાણમા તૃપ્તિ થવી જ જોઇએ કેટલાક અસાધારણ દાખલાઓ બાદ કરતા, ભારે કઠિનતા કે દુખ વિના સ્ત્રી-પુરૂષને બ્રહ્મચર્ય પાળવુ સુલભ છે સામાન્ય બાધાના માણસને બ્રહ્મચર્ય અને આત્મનિગ્રહથી કશો જ રોગ થવાની ધાસ્તી નથી અને ઘણાખરા ભયકર રોગોની ઉત્પત્તિ સ્વચ્છદમાથી જ છે વધારે પડતી પુષ્ટિનો માર્ગ કુદરતે સ્વાભાવિક સ્ખલન અને ઋતુસ્રાવદ્વારા પણ કરી જ રાખેલો છે '

" સસારમા બ્રહ્મચારીઓ જોશુ તો તેઓ બીજા કોઇના કરતા ચારિત્રમા ઓછા બળવાન, સકલ્પબળમા ઓછા સમર્થ અને શરીરબળમા જરાયે ઉતરતા નથી લગ્ન કરી વિવાહિત જીવનની જવાબદારી પણ તેઓ બીજા કરતા ઓછી નથી અદા કરી શકતા આમ જે વૃત્તિ સહજ રોકી શકાય છે તેની તૃપ્તિ નથી આવશ્યક કે નથી સ્વાભાવિક ' ઉંમરે આવેલા જુવાનને તો પોતાના બળનો જેટલો સગ્રહ થાય તેટલો સારો તેનામા એ ઉંમરે રોગને રોકવાની ઓછી શક્તિ હોય છે

મરણનુ પ્રમાણ પણ એ ઉમરે વધારે હોય છે એ વિકાસ કાળમા કુદરતને પણ જુવાનના શરીર અને મન ઘડતા મહેનત પડે છે એ કઠણ સમયમા બધી જ અતિશયતા ખોટી, પણ ખાસ કરીને વિષયેચ્છાની અકાળે ઉત્તેજના તો હાનિકારક જ છે "

❧

## આજીવન બ્રહ્મચર્ય

બ્રહ્મચર્ય અને સયમનો મહિમા ગ્રથકર્તાએ બતાવ્યો હવે એ અવિવાહિત કાળનુ બ્રહ્મચર્ય જ નહિ પણ આજીવન બ્રહ્મચર્ય કેટલુ શકય છે અને કેટલુ મહત્વનુ છે તેની એક પ્રકરણમા ચર્ચા કરે છે આ રહ્યુ એમનુ વિધાન

'વિષયદાસત્વમાથી મુક્તિ આપનારા આજીવન બ્રહ્મચર્ય પાળનારા વીરોમા એવા યુવક યુવતીઓ પડ્યા છે કે જેઓ કોઇ જીવનકાર્યનો નિશ્ચય કરી લઈ તેને વરે છે અને બીજુ લગ્ન કરવાની ના પાડે છે કોઇએ પોતાના માતપિતાની સેવા એ કર્તવ્ય મા યુ હોય છે, તો કોઇએ પોતાના નમાયા ભાઇભા ડુઓના માતપિતાનુ સ્થાન લેવાનો નિશ્ચય કર્યો હોય છે કોઇ કળા અને વિજ્ઞાનને પોતાનુ જીવન અર્પણ કરીને બેઠો હોય છે, તો કોઇ પીડિત અને રોગીઓની સેવાને અથવા શિક્ષણ-કાર્યને વરેલો હોય છે આ નિશ્ચયના પાલનમા કોઇને પોતાના વિકારોની સાથે ભારે યુદ્ધ ખેડવા પડ્યા હોય છે, તો કોઇનો રસ્તો કુદરતે સાફ રાખ્યો હોય છે ગમે તેમ હોય, સૌ પોતપોતાના મન સાથે અથવા ઇશ્વરની આગળ પ્રતિજ્ઞા કરી લે છે કે જે ધ્યેયને વર્યા તે વર્યા, બીજા લગ્નનો વિચાર એ વ્યભિચાર છે માઇકલ એન્જેલોને કોઇએ વિવાહ કરવાની સૂચના કરી, ત્યારે તેણે કહ્યુ ચિત્રકળા મારી એવી સહચરી છે કે તે કોઈ સપત્ની સાખી નથી શકતી '

ગ્રથકર્તાના આ અભિપ્રાયને હુ વિવિધવિવિધ વ્યવસાય વાળા યુરોપિયન મિત્રોના અનુભવથી અનુમોદન આપી

છુ એવા ઘણાએ મિત્રો આજીવન બ્રહ્મચર્ય પાળનારા જોયા છે માત્ર હિંદુસ્તાનમા જ બાળક જન્મ્યુ ત્યારથી આપણે તેના વિવાહની વાતો કરીએ છીએ માબાપને પોતાના બાળકોને પરણેલા ને પૈસેટકે સુખી થયેલા જોવા સિવાય બીજો કશો વિચાર કે મનોરથ નથી હોતો આમાની પહેલી વસ્તુથી મન અને શરીર અકાળે ક્ષીણ થઇ જાય છે, અને બીજી વસ્તુથી આળસને ઉત્તેજન મળે છે અને માણસ બીજાના શ્રમ ઉપર જીવનારો ઇતરામ બની જાય છે, બ્રહ્મચર્ય અને નિર્ધનતાનુ મન લેવુ તો અતિશય વસમી વસ્તુ છે એમ આપણે કહીએ છીએ, તેમા અસાધારણતા આરોપીએ છીએ મહાત્માઓ અને યોગીઓ જ તે સાધી શકે એમ કહીએ છીએ, અને એ લોકો તો વિરલ છે એમ કહીને સતોષ માનીએ છીએ પણ આપણને ભાન નથી હોતુ કે સાચુ મહાત્માપણુ અને યોગ જે સમાજનુ તળિયુ આવી ગયેલુ છે તે સમાજમા હોઇ શકે જ નહિ પેલા સસલા અને કાચબાની શરતની જેમ દુરાચાર અને સદાચારની શરત ચાલી રહી છે દુરાચાર સસલાની જેમ લાબી ફલાગ મારે છે, સદાચાર કાચબાની જેમ ધીમેધીમે પણ અચુક પગલે ચાલે છે એ ન્યાયે પશ્ચિમનો વ્યભિચાર આપણી પાસે વીજળી વેગે આવી પહોચે છે અને તેની ચિત્રવિચિત્ર મોહિની થી તે આપણને આજે છે અને સતત ભાન ભૂલાવે છે ઘડીઘડીએ તારો મારફત અને દરરોજ પરદેશી માલ લઇને આવતી આગબોટો મારફત આપણા ઉપર પશ્ચિમનો ઝગઝગાટ ચાલ્યોજ આવે છે અને તેમા અજાઇને આપણને બ્રહ્મચર્યનુ વ્રત લેતા જાણે શરમ આવે છે અને નિર્ધનતાના વ્રતને પાપ માની બેસવાની અણીએ પહોચીએ છીએ, પણ પશ્ચિમ એ હિંદુસ્તાનમા જેનુ દર્શન થાય છે એવી

જ પશ્ચિમ નથી જેમ દક્ષિણ આફ્રિકાના ગોરા ત્યા વસેલા હિંદીઓને જોઇને આપણુ ખોટુ માપ કાઢે છે, તેમ પશ્ચિમના જે માણસો અને માલ અહી રોજરોજ આવ્યે જાય છે તેથી પશ્ચિમનુ માપ કાઢશુ તો તેને અન્યાય કરશુ જે તેના ભ્રામક બાહ્યની પાર જઇને તળિયે જઇ જોશે તો તેને જણાશે કે પશ્ચિમમા પવિત્રતા અને વીર્યનો નાનકડો પણ અખૂટ ઝરો પડ્યો છે યુરોપના બળતા રણમા કયાક કયાક લીલાછમ સ્થાનો જોવામા આવે છે, જ્યાથી જેને જોઇએ તેને પરમ સ્વચ્છ જીવનોદક અમૃત-પીવાનુ મળે છે સેંકડો સ્ત્રીઓ અને પુરુષો કશા ઢોલ વગાડ્યા વિના નમ્રપણે કેવળ કોઇક સ્વજનની અથવા દેશની સેવાને અર્થે આજન્મ બ્રહ્મચર્ય અને નિર્ધનતાની પ્રતિજ્ઞા લે છે ધર્મને જાણે વ્યવહારની સાથે કશી લેવાદેવા ન હોય અને હિમાલયના જંગલોમા કે કોઇ અગમ્ય ગુફામા બેઠેલા કોઇ જોગી માટે જ તેનુ પાલન રાખવામા આવ્યુ હોય એવી રીતે આપણે ઘણીવાર ધર્મવિષે પ્રલાપ કરીએ છીએ જે ધર્મને વ્યવહારની સાથે કશી લેવાદેવા નથી, જે ધર્મની વ્યવહાર ઉપર અસર પડતી નથી તે ધર્મ ધૂમાડાના બાચકા જેવો છે જે યુવાનો અને યુવતિઓ માટે ' યંગ ઇંડિયા ' અને ' નવજીવન ' દર આઠ દહાડે લખાય છે તેઓ સમજે કે તેમણે પોતાની આસપાસનુ વાતાવરણ શુદ્ધ કરવુ હોય અને પોતાની નબળાઇ દૂર કરવી હોય-તો બ્રહ્મચર્ય પાળવુ એ તેમનુ કર્ત્તવ્ય છે અને તેઓ ધારે છે તેટલુ કઠીન નથી

પણ પાછા આપણે પ્રશ્નકર્તાને સાભળીએ " ઘણાએ લગ્ન કરવુજ જોઇએ એવો નિયમ હોય એમ માની લઇએ તો પણ બધા જ પરણી શકે અથવા પરણવુ જોઇએ એમ તો નથી-જ; અગાઉ કેવાકેવા માણસો બ્રહ્મચારીજીવન ગાળે

જોઇ ગયા તે ઉપરાત કેટલા એવા છે કે જેમને બ્રહ્મચર્ય ન છૂટકે પાળવુ પડે છે (૧) ધધાના અથવા ગરીબીના કારણે જેમને ફરજિયાત લગ્ન મુલતવી રાખવુ પડે છે, (૨) જેનામા પોતાને યોગ્ય વર અથવા વધૂ મળતી નથી અને (૩) જેને એવી ખોડો અથવા રોગો હોય કે જે સતાનમા પણ ઉતરવાનો ભય હોય છે ઉત્તમ કાર્ય અથવા ધ્યેયને માટે બ્રહ્મચર્ય પાળનારા સશક્ત અને સસાધન સ્ત્રી–પુરૂષોના બ્રહ્મચર્યવ્રતથી આવા ન છૂટકે બ્રહ્મચય પાળનારા માણસોને ઉત્સાહ અને આશા મળશે પેલા વ્રતીઓ તો બ્રહ્મચારીજીવનને અપૂર્ણ જીવન નહિ પણ પૂર્ણ જીવન, ઓછા આનદનુ નહિ પણ પરમાનદનુ જીવન માને છે તેમના જીવન કુવારા અને વિવાહિત બનેને દીવાદાડીરૂપ છે”

ફોકટર નામક શિક્ષણશાસ્ત્રીનો અભિપ્રાય ટાકતા ગ્રથકર્તા કહે છે કે “બ્રહ્મચારીવ્રત અનેક વિકારો અને પશુવૃત્તિઓ ઉપર ભારે અકુશરૂપ થઇ પડે છે વિવાહિત જીવન પણ એક કવચ સમાન છે સ્ત્રી–પુરૂષ એકબીજાને પોતાના વિષયના સાધન માનવાને બદલે સ્વતત્ર મુક્ત આત્માઓ માનતા થાય છે બ્રહ્મચર્યની મજાક કરનાર સમજતા નથી કે તેમની મજાકથી તો વ્યભિચાર અથવા અનેકપત્નીત્વ ફલિત થાય છે જો વિષયેચ્છાને તૃપ્ત કર્યા જ કરવી જોઇએ એમ સ્વીકારી લઇએ તો વિવાહિને પણ શા સારૂ શિયળ જાળવવુ ? ઘણા વિવાહિત જોડામા એક એવુ અશક્ત હોય છે કે તેને લીધે પણ બનેને બ્રહ્મચર્ય આવશ્યક થઇ પડે બ્રહ્મચર્યનો મહિમા જેટલે અશે સ્વીકારશુ તેટલે અશે એક પત્નીવ્રતના આદર્શને આપણે ચડાવશુ ’

# બ્રહ્મચર્ય.

આ વિષય ઉપર લખવુ સહેલુ નથી, પણ મારો પોતાનો અનુભવ એટલો વિશાળ છે કે તેમાના થોડા બિંદુ વાચનારને આપવાની ઇચ્છા રહ્યા કરે છે મારી પાસે આવેલા કેટલાક પત્રે એ તે ઇચ્છામા વધારો કર્યો છે

એક ભાઇ પૂછે છે—‘ બ્રહ્મચર્ય એટલે શુ ? તેનુ સપૂર્ણ પાલન શુ શકય છે ? જો શકય હોય તો તમે કેવુ પાલન કરો છો ? ’

બ્રહ્મચર્યનો પૂરો ને બરોબર અર્થ બ્રહ્મની શોધ બ્રહ્મ સૌમા વસે છે એટલે તે શોધ અતર્ધ્યાન ને તેથી નીપજતા અતર્જ્ઞાનથી થાય એ અતર્જ્ઞાન ઇંદ્રિયોના સપૂર્ણ સયમ વિના અશકય છે, તેથી સર્વ ઇંદ્રિયોનો મનથી, વાચાથી ને કાયાથી સર્વક્ષેત્રે સર્વકાળે સયમ તે બ્રહ્મચર્ય

આવા બ્રહ્મચર્યનુ સપૂર્ણ પાલન કરનાર સ્ત્રી કે પુરૂષ કેવળ નિર્વિકારી હોય, તેથી એવા સ્ત્રી-પુરૂષ ઇશ્વરની સમીપ વસે છે, તે ઇશ્વર જેવા છે

આવા બ્રહ્મચર્યનુ મન, વાચા ને કાયાથી અખડિત પાલન શકય છે એ વિષે મને શકા નથી મને કહેતા દિલગીરી થાય છે કે એવી સપૂર્ણ બ્રહ્મચર્યની દશાને હુ પહોચ્યો નથી. પહોચવાનો મારો પ્રયત્ન પ્રતિક્ષણ ચાલ્યા જ કરે છે આ જ દેહે એ સ્થિતિને પહોચવાની આશા મે છોડી દીધી નથી. કાયા ઉપર મે કાબૂ મેળવ્યો, જાગૃત અવસ્થામા હુ સાવધાન રહી શકુ છુ. વાચાનો સયમ ઠીક પાળતા શીખ્યો

છુ વિચાર ઉપર મારે હજુ બહુ કાબૂ મેળવવાનો બાકી છે જે વખતે જેના વિચાર કરવા હોય તે વખતે તે જ વિચાર આવવાને બદલે બીજા પણ આવે છે તેથી વિચારો વચ્ચે દ્વંદ્વ ચાલ્યા જ કરે છે

છતા જાગૃત અવસ્થામા હુ વિચારોને એકબીજા સાથે અથડાતા રોકી શકુ છુ મેલા વિચારો તો ન જ આવે એવી સ્થિતિ ગણી શકાય, પણ નિદ્રાવસ્થામા વિચાર ઉપર મારો કાબૂ ઓછો છે નિદ્રામા અનેક પ્રકારના વિચારો આવે, ન ધારેલા સ્વપ્ન પણ આવે, કોઇ વેળા આ જ દેહે કરેલી વસ્તુ-ઓની વાસના પણ જાગે તે વિચાર જ્યારે મેલા હોય ત્યારે સ્વપ્નદોષ પણ થાય આ સ્થિતિ વિકારી જીવનને જ હોઇ શકે

મારા વિચારના વિકારો ક્ષીણ થતા જાય છે, પણ નાશ નથી પામ્યા જો હુ વિચાર ઉપર સામ્રાજ્ય મેળવી શક્યો હોત તો છેલ્લા દશ વરસો દરમ્યાન જે ત્રણ દર્દો પાસળાનો વરમ, મરડો, ને ' એપેન્ડિક્સ ' વરમ મને થયા તે ન જ થાત હુ માનુ છુ કે નિરોગી આત્માનુ શરીર પણ નિરોગી હોય એટલે જેમ જેમ આત્મા નિરોગી—નિર્વિકારી થતો જાય તેમ તેમ શરીર પણ નિરોગી થતુ જાય આનો અર્થ એવો નથી કે નિરોગી શરીર એટલે બળવાન શરીર બળવાન આત્મા ક્ષીણ શરીરમા જ વસે છે જેમ આત્મબળ વધે તેમ શરીરક્ષીણતા વધે સપૂર્ણ રીતે નિરોગી શરીર ઘણુ ક્ષીણ હોઇ શકે બળવાન શરીરમા ઘણેભાગે રોગ તો હોય જ રોગ ન હોય તોપણ તે શરીર ચેપો વગેરેનો ભોગ તુરત થાય જ્યારે સપૂર્ણ રીતે નિરોગી શરીરને ચેપ લાગી જ ન શકે શુદ્ધ લોહીમા એવા જતુને દૂર રાખવાનો ગુણ હોય છે

આવી અદ્ભુત દશા દુર્લભ તો છે જ નહિ તો હુ તેને પહોચી વળ્યો હોત કેમકે મારો આત્મા સાક્ષી પૂરે છે કે એ સ્થિતિ મેળવવાને સારૂ જે કઇ ઉપાયો લેવા જોઇએ તે લેવામા હુ ઢીલ રહુ એમ નથી એવી એક પણ બાહ્ય વસ્તુ મને તેનાથી દૂર રાખવા સમર્થ નથી, પણ પૂર્વના સસ્કાર ધોવા એ કઇ સૌને સહેલુ નથી હોતુ આમ વિલબ થાય છે છતા હુ મુદ્દલ હાર્યો નથી, કેમકે નિર્વિકારી દશાની કલ્પના કરી શકુ છુ તે ઝાખી ઝાખી જોઇ પણ શકુ છુ અને જેટલી પ્રગતિ મે કરી છે તે મને નિરાશ કરવાને બદલે આશાવાન બનાવે છે છતા મારી આશા ફળિભૂત થયા વિના દેહ પડે તોયે હુ મને નિષ્ફળ થયો ન માનુ જેટલો વિશ્વાસ મને આ દેહની હસ્તી વિષે છે તેટલો જ મને પુનર્જન્મ વિષે છે, હુ જાણુ છુ કે અલ્પ પ્રયત્ન પણ ફોકટ નથી જતો

આટલુ આત્માનુ વર્ણન કરવાનુ કારણ એટલુ જ કે જેઓએ મને કાગળ લખ્યો છે તેઓને અને તેમના જેવા બીજાઓને ધીરજ રહે ને આત્મવિશ્વાસ આવે. બધાનો આત્મા એકસરખો છે બધાના આત્માની શક્તિ સરખી છે માત્ર કેટલાની શક્તિ પ્રગટ થઇ છે, બીજાની પ્રગટ થવાની બાકી છે પ્રયત્ને તેને પણ તે જ અનુભવ મળે તેમ છે

આટલે લગી મે વિશાળ અર્થવાળા બ્રહ્મચર્યની વાત કરી બ્રહ્મચર્યનો લૌકિક અથવા પ્રચલિત અર્થ તો એટલો જ માનવામા આવે છે કે વિષયેન્દ્રિયનો મન, વચન, કાયાથી સયમ. એ અર્થ વાસ્તવિક છે; કેમકે તેનુ પાલન કરવુ ઘણુ મુશ્કેલ મનાયુ છે સ્વાદેન્દ્રિયસયમ ઉપર એટલો જ ભાર

મૂકાયો, તેથી વિષયેન્દ્રિયસયમ વધારે મુશ્કેલ બન્યો છે, લગભગ અશક્ય જેવો થઇ ગયો છે વળી રોગથી અશક્ત થઇ ગયેલા શરીરમા હમેશા વિષયવાસના વધારે રહે છે એવો વૈદ્યોનો અનુભવ છે, તેથી પણ આ રોગગ્રસ્ત પ્રજાને બ્રહ્મચર્ય કઠિન લાગે છે

હુ ઉપર ક્ષીણ પણ નિરોગી શરીર વિષે લખી ગયો છુ તેનો એવો અર્થ કોઇ ન કાઢે કે શરીરબળ કોઇએ કેળવવુ જ નહિ મે તો સૂક્ષ્મતમ બ્રહ્મચર્યની વાત મારી અતિપ્રાકૃત ભાષામા લખી છે, તેથી કદાચ ગેરસમજ થાય જેને સર્વેન્દ્રિયનો સપૂર્ણ સયમ પાળવો છે તેણે છેવટે શરીરક્ષીણતાને વધાવ્યે જ છૂટકો છે જ્યારે શરીર ઉપર મોહ અને મમતા ક્ષીણ થાય ત્યારે શરીરબળની ઇચ્છા જ ન રહે

પણ વિષયેન્દ્રિયને જીતનાર બ્રહ્મચારીનુ શરીર અતિ તેજસ્વી ને બળવાન હોવુ જ ઘટે છે, આ બ્રહ્મચર્ય પણ અલૌકિક છે જેની વિષયેન્દ્રિય સ્વપ્નમાયે કદિ વિકાર ન જ પામે તે જગદ્વદનીય છે તેને સારૂ બીજો સયમ સહજ વસ્તુ છે એમા શક નથી

આ બ્રહ્મચર્યને અવલબીને એક બીજા ભાઇ લખે છે, ‘ મારી સ્થિતિ દયાજનક છે ઑફીસમા, રસ્તામા રાત્રે, વાચતા, કામ કરતા, ઇશ્વરનુ નામ લેતા પણ તે જ વિચારો આવે છે મનના વિચારોને કેવી રીતે કાબૂમા રાખવા ? સ્ત્રીમાત્ર તરફ માતૃભાવ કેમ પેદા થાય ? આખમાથી શુદ્ધ વાત્સલ્યના જ કિરણો કેમ નીકળે ? દુષ્ટ વિચારો કેમ નાબૂદ થાય ? બ્રહ્મચર્ય વિષેનો તમારો લેખ મારી પાસે રાખી મૂક્યો છે, પણ આ જગ્યાએ તે બિલકુલ ઉપયોગી નથી થતો ’

આ સ્થિતિ હૃદયદ્રાવક છે ઘણાઓની એ સ્થિતિ થાય છે, પણ જ્યા સુધી મન તેવા વિચારાની સાથે લડ્યા કરે ત્યા સુધી ભય રાખવાનુ કારણ નથી આખ દોષ કરતી હોય ત્યારે તેને બધ કરવી જોઇએ, કાન દોષ કરે ત્યારે તેમા પૂમડા ભરવા જોઇએ આખને હમેશા નીચી રાખીને જ ચાલવાની રીત સારી છે, તેથી તેને બીજે જોવાનો અવકાશ જ નથી રહેતો જ્યા મેલી વાતો થતી હોય અથવા મેલુ સગીત ચાલતુ હોય ત્યાથી નાસી જવુ જોઇએ. સ્વાદેન્દ્રિય ઉપર ખૂબ કાબૂ મેળવવો જોઇએ

મારો અનુભવ તો એવો છે કે જેણે સ્વાદને જીત્યો નથી તે વિષયને જીતી શકતો નથી, સ્વાદને જીતવો બહુ કઠિન છે, પણ એ વિજયની સાથે જ બીજો વિજય સભવે છે સ્વાદ જીતવાને માટે એક તો એ નિયમ છે કે મસાલાઓનો સર્વથા અથવા બને તેટલો ત્યાગ કરવો અને બીજો વધારે જોરાવર નિયમ એ છે કે માત્ર શરીરપોષણને સારૂ જ આપણે ખાઇએ, સ્વાદને સારૂ કદિ નહિ ખાઇએ એવી ભાવના હમેશા પોષવી આપણે હવા સ્વાદ સારૂ નથી લેતા પણ શ્વાસ સારૂ લઇએ છીએ તેમ પાણી તરસ મટાડવા તેમજ અન્ન કેવળ ભૂખ મટાડવા લેવાય. બચપણથી જ આપણને માબાપ એથી ઉલટી ટેવ પાડે છે આપણા પોષણને સારૂ નહિ પણ પોતાનુ વહાલ બતાવવા આપણને અનેક જાતના સ્વાદ શીખવી આપણને બગાડે છે આવા વાતાવરણની સામે આપણે થવાનુ રહ્યુ છે

વિષય જીતવાનો સુવર્ણનિયમ તો રામનામ અથવા એવો કોઇ મત્ર છે દ્વાદશમત્ર પણ એ જ અર્થ સારે છે જેની જેવી ભાવના છે તે પ્રમાણે તે મત્ર જપે મને બચપણથી

રામનામ શીખવવામા આવેલ હોવાથી અને એનો આધાર મને મળ્યા જ કરે છે તેથી મે સૂચવ્યો છે, જે મત્ર લઇએ તેમા આપણે તલ્લીન થવુ જોઇએ, ભલે મત્ર જપતા બીજા વિચારો આવ્યા કરે તે છતા શ્રદ્ધા રાખી જે મત્રનો જપ જપ્યા જ કરશે તે અતે વિજય મેળવશે એમા મને લેશ પણ શકા નથી, એ મત્ર તેની જીવનદોરી થશે અને બધા સકટોમાથી તેને બચાવશે, એવા પવિત્ર મત્રોનો ઉપયોગ કોઇએ આર્થિક લાભને માટે ન જ કરવો જોઇએ, એ મત્રોનો ચમત્કાર આપણી નીતિને સુરક્ષિત કરવામા રહેલો છે અને એ અનુભવ દરેક પ્રયત્નવાનને થોડી જ મુદતમા મળી રહેશે, હા, એટલુ યાદ રાખવુ જોઇએ કે એ મત્ર પોપટની માફક ન પઢાય, તેમા આત્મા પરોવવો જોઇએ, પોપટ યત્રની જેમ એવા મત્ર પઢે છે, આપણે તેને જ્ઞાનપૂર્વક પઢીએ, ન જોઇતા વિચારોનુ નિવારણ કરવાની ભાવના ધરીને અને તેમ કરવાની મત્રની શક્તિમા વિશ્વાસ રાખીને



## બ્રહ્મચર્ય વિષે.

આજકાલ બ્રહ્મચર્ય વિષે મારી ઉપર કાગળોનો વરસાદ વરસી રહ્યો છે, તેમાથી એક પત્રમા રહેલા કેટલાક પ્રશ્નોના ઉત્તર અહીં આપુ છુ,

"બ્રહ્મચર્ય એટલે શુ ?"

બ્રહ્મચર્ય એટલે આત્માને ( બ્રહ્મને ) ઓળખવાનો માર્ગ, એટલે સર્વ ઇંદ્રિયોનો નિગ્રહ, એટલે મુખ્યત્વે સ્ત્રી અથવા પુરુષે વિષયભોગનો મનથી, વાચાથી ને કાયાથી ત્યાગ કરવો તે

"આપના આદર્શ બ્રહ્મચારીને વીર્યનો ઉપયોગ કરવો પડે કે?"

આ સવાલ ઉલટો છે મારા આદર્શ બ્રહ્મચારીને વીર્યનો ઉપયોગ કરવાપણુ એટલે પ્રજોત્પત્તિ કરવાપણુ રહેતુ જ નથી, આદર્શ બ્રહ્મચારી તો પ્રજાનુ દુખ જોઇ તેના દુખમા જ લીન થઇ જાય છે, ને તેના દુખનિવારણમાથી તેને પ્રજોત્પત્તિપ્રપચમા પડવુ ઝેર સમાન લાગે છે, જેણે સસારદુખનુ સપૂર્ણતાએ દર્શન કર્યુ છે તેને વિકાર થશે જ નહિ તે તો વીર્યનો સગ્રહ જ કરશે, જે પદાર્થથી પ્રજાની ઉત્પત્તિ થઇ શકે છે તે પદાર્થનો જે પુરૂષ પોતાના દેહમા સગ્રહ કરી શકે છે, તે એવો વીર્યવાન બને છે કે તેને જગત વદે છે તે ચક્રવર્તીના કરતા પણ વધારે સત્તા ભોગવે છે, જે પુરૂષ કેવળ ભોગ ભોગવવા ક્ષણિક વિષયસુખને જ ખાતર વીર્યનો ક્ષય થવા દે છે તે શક્તિહીન બને છે, તેના શરીર કરતા તેનુ મન વધારે શક્તિહીન બને છે તે દયાને પાત્ર છે પોતાની મૂર્છામા તે ભલે સુખ માને, ભલે અનીતિને નીતિ માની પોતાને અને સમાજને છેતરે, પણ તેની સ્થિતિ તો એટલી જ દયાજનક છે જેટલી એક જ્ઞાનહીન ખેડુત પોતાની પાસે પડેલા બીજ પોતાની રમતને ખાતર પાણીમા કે પથ્થરમા ફેકી દઇને પોતાની કરી મૂકે છે

"સ્ત્રી-પુરૂષના આકર્ષણો શુ અસ્વાભાવિક છે?"

વિષય ભોગવવાને ખાતર થતુ આકર્ષણ એટલુ બધુ અસ્વાભાવિક છે કે જો પ્રત્યેક પુરૂષ પ્રત્યેક સ્ત્રી પ્રત્યે ને પ્રત્યેક સ્ત્રી પ્રત્યેક પુરૂષ પ્રત્યે આકર્ષાય તો જગતનો આજે પ્રલય થાય, સ્ત્રી-પુરૂષ વચ્ચે સ્વાભાવિક આકર્ષણ તો જેવુ ભાઈબહેન, મા-દીકરો કે બાપ-દીકરી વચ્ચે હોય તે છે એવી

મર્યાદાથી જ જગતની હસ્તી સભવી શકે છે, હુ જગતમાત્રની સ્ત્રીને, મા, બહેન કે દીકરી સમજી મારો વ્યવહાર ચલાવી શકુ છુ, જો બધી સ્ત્રીઓના પ્રત્યે વિકારી બનુ તો ? તેઓ મારા શા હાલ કરે ? તેમના કશા પ્રયત્ન વિના મારા શા હાલ થાય ? પ્રજોત્પત્તિ એ સ્વાભાવિક ક્રિયા છે ખરી, પણ તેની મર્યાદાઓ સ્પષ્ટ છે તે મર્યાદાનુ પાલન નથી થતુ તેથી સ્ત્રીજાતિ ભયભીત રહે છે, તેથી પ્રજા નામર્દ બને છે, તેથી વ્યાધિઓ વધે છે, તેથી પાખડ પ્રવર્તે છે, ને જગત નિરીશ્વર જેવુ બની રહે છે મનુષ્ય વિષયભોગમા લપટાઈ જાય છે ત્યારે તે પોતાનુ ભાન ભૂલી જાય છે બેભાન સ્થિતિમા રહેલો મનુષ્ય કઇક લખી નાખે ને છપાવે તેથી આપણે મોહાઇ તેનુ અનુકરણ કરીએ તો ? પણ અત્યારે વાચનારી સમાજમા વ્યવહાર તો આવો જ ચાલી રહ્યો છે કુદુ દીવાની આસપાસ ઘૂમરી ખાધા કરે છે તે વેળા તેના ક્ષણિક સુખનો વિચાર તે નોધે, ને આપણે તેને જ્ઞાની માની તેની નોધ વાચી તેનુ અનુકરણ કરવા બેસીએ તો ? અરે ! દપતી વચ્ચે પણ વ્યભિચારી આકર્ષણ સ્વાભાવિક નથી એમ હુ મારો અને મારા સાથીઓનો અનુભવ જાહેર કરવા ઇચ્છુ છુ વિવાહનો અર્થ બ નેએ પોતાના પ્રેમને નિર્મળ કરી ઇશ્વરપ્રેમ અનુભવવાનો છે દપતી વચ્ચે નિર્વિકાર પ્રેમ અસભવિત નથી મનુષ્ય પશુ નથી ઘણા પશુજન્મોને અતે તે મનુષ્ય બન્યો છે તે જ ટટ્ટાર રહેવા જ સેવો છે પશુતા ને પુરુષાર્થમા એટલો ભેદ છે જેટલો જડ અને ચેતન વચ્ચે છે

" બ્રહ્મચર્યનો સાક્ષાત્કાર કરવા સારૂ કુટુબનો ત્યાગ આવશ્યક છે ? '

નથી અને છે જે પોતાના વિકારોને વશ રાખી શકે છે તેને બાહ્ય ત્યાગની ઓછી જરૂર છે જે પોતાના વિકારને રોકવા અસમર્થ છે તે જેમ મનુષ્ય અગ્નિથી દૂર ભાગે છે તેમ જ્યા જ્યા વિકાર પેદા થતા જુએ ત્યાથી સો જોજન દૂર જાય

"બ્રહ્મચર્યને પથે જનારને સારૂ કઈ પગથિયા બતાવશો?"

પ્રથમ પગથિયુ તેની આવશ્યકતાનુ ભાન થયું તે છે, એટલા સારૂ તે વિષયના પુસ્તકોનુ વાચન-મનન છે

બીજુ, ધીમે ધીમે ઇદ્રિયનિગ્રહ આદરવો ઘટે બ્રહ્મચારી સ્વાદને રોકે, જે ખાય તે પોષણ અર્થે આખથી મલીન વસ્તુ ન જુએ આખને હમેશા શુદ્ધ વસ્તુ જોવામા જ રોકે અથવા તેને અધ કરે તેથી જ સભ્ય સ્ત્રી-પુરૂષ હાલતા-ચાલતા ધરતી ભણી જોતા રહે છે ને શરીરની તુચ્છતાનુ દર્શન કરે છે કાનેથી કંઇ બીભત્સ વસ્તુ સાભળે જ નહિ નાકેથી અનેક પ્રકારની વિકાર ઉત્પન્ન કરનારી વસ્તુઓ સુઘે નહિ સ્વચ્છ માટીમા જે સુગધ છે તે અત્તર-ગુલાબોમા નથી જેને ટેવ નથી તે તો એ કૃત્રિમ સુગધોથી અકળાય છે હાથપગને પણ એકે બૂરા કામને સારૂ નહિ વાપરે પ્રસગોપાત્ત ઉપવાસાદિ કરે

ત્રીજુ, પોતાનો બધો સમય સત્કાર્યમા, જગતસેવામા જ ગાળે.

ચોથુ, સત્સગ સેવે, સારા પુસ્તકો વાંચે ને આત્મદર્શન વિના વિકારોનો સર્વથા નાશ નથી જ એમ જાણી રામનામાદિ હમેશા રટી-ઇશ્વરપ્રસાદની યાચના કરે.

આમા એકે વસ્તુ એવી નથી કે જે સામાન્યમા સામાન્ય સ્ત્રીપુરૂષ પણ ન કરી શકે, પણ એને જ લોગ પહાડ સમાન માને છે બ્રહ્મચર્યની આવશ્યકતા વિષે પૂરી શ્રદ્ધા નથી

એટલે મનુષ્ય અનેક પ્રકારના ફાંફા મારે છે જેને તેની ઇચ્છા થઇ છે તેને એ વસ્તુ સાધ્ય છે એ વિષે કાઇ પે શકા કરવાનુ કારણ નથી જગત બ્રહ્મચર્યના ઓછાવત્તા પાલનથી જ નભે છે એ જ સૂચવે છે કે તેની આવશ્યકતા છે ને તે સભવિતતા છે



## પવિત્ર શીલ—સદાચારની રક્ષા અને પુષ્ટિ માટે મન અને ઇન્દ્રિયોને દમવાની અનિવાર્ય જરૂર

ઉદ્ધત ઘોડા જેવા અણુકેળવાયેલા મન અને ઇન્દ્રિયોને મોકળા મૂકી ન દેવા પણ તેમને લગામમા રાખવા સપૂર્ણ ચીવટ રાખવી એટલા માટે જરૂરની છે કે જો તેમને કેળવ્યા વગર સાવ મોકળા મૂકી દેવામા આવે તો તે ભારે અનર્થ ઉપજાવે છે અને જો પાપનો કે પરભવનો ડર રાખી તેમને યોગ્ય નિયમમા રાખી કેળવવામા આવે તો તે આત્માને ભારે મદદરૂપ થઇ શકે છે, તેથી તેમને કેળવી સારા ઉપયોગી કરવા ખાસ જરૂરના છે મન અને ઇન્દ્રિયોને જો પ્રશસ્ત ( રૂડા ) વિષયોવડે પોષવામા આવે તો તે અપ્રશસ્ત (ભુડા) વિષયોથી પાછા નિવર્તે છે અને એમ થવાથી આત્મા પાપથી મલીન થતો અટકે છે જેમ મજબુત કાટાવડે કમજોર-સડેલો-નબળો કાંટો કાઢી શકાય છે તેમ પ્રશસ્ત વિષય-સેવનવડે અપ્રશસ્ત વિષય અને તેનુ પાપ દૂર કરી શકાય છે, તેથી ભુડા વિષયોને દૂર કરવા સારા-રૂડા વિષયોનુ સેવન કરવુ જરૂરનુ છે

ઇન્દ્રિયો પાચ છે અને તે કાન, આખ, જીભ, નાક અને ત્વચા તેના શબ્દ, રૂપ, રસ, ગધ અને સ્પર્શ એ અનુક્રમે

વિષયો લેખાય છે તે દરેક વિષય બે પ્રકારના છે જે વિ
આત્માને હિતરૂપ હોય તે પ્રશસ્ત અને અહિતરૂપ હે
તે અપ્રશસ્ત ગણાય છે હિતાહિતની સમજ વગર સુખ
ભ્રાન્તિથી જીવ માઠા વિષયોનુ સેવન કરી કેવળ દુઃખ
થાય છે હરણીયા પતગીયા, માછલા, ભમરા અને હાથી
તેમા પ્રગટ દૃષ્ટાંતરૂપ છે તે બાપડા કેવળ સુખ-બુદ્ધિથી
પરિણામે દુઃખદાયક એવા શબ્દાદિક વિષયોમા એવા તલ્લી
થઇ જાય છે કે ફક્ત એક એક ઇન્દ્રિયના વિષય-પાસ
ફસાઇને તેમના પ્રાણ ખુએ છે, તો પછી પાચે ઇન્દ્રિયો ર
મન ઉપર લગારે કાબૂ રાખ્યા વગર તેમને સાવ મોકળ
મૂકે તેમના કેવા ભુડા હાલ થવા પામે ! તે સમજવુ સુલ
છે મનુષ્યોને અન્ય પ્રાણી કરતા જે વિશેષ બુદ્ધિબળ પ્રા
થયેલુ હોય છે તે વડે સ્વહિતાહિતનો સારી રીતે વિચ
કરી, પરિણામે અહિત કરનારા વિષયોથી વિરમીને પ્ર
હિતરૂપ થનારા પ્રશસ્ત વિષયોમા જ પ્રવૃત્તિ કરવી જોઇ
રાગ, દ્વેષ અને મોહાદિ મહા વિકારોને પેદા કરન
અને વધારનારા વિષયોથી વિરમવુ અને એજ વિકારોને શા
કરે એવા રૂડા વિષયોનુ સેવન કરવુ સુજ્ઞ જનોને
ઉચિત લેખાય, કામોન્માદને પેદા કરે અથવા વધારે એ
શબ્દાદિ વિષયોથી અળગા રહેવુ અને તેને જ શમ
એવા પ્રશસ્ત વિષયોનું સેવન કરવુ જરૂરનુ છે પ્રસ
પાત એવા વિષયોનો કંઇક વિવેક કરવો જોઇએ.

અમૃતની જેમ આત્માને શીતલતા ઉપજાવે એવી સુ
શ્રવાણી સાભળવાથી, પરમ શાન્તરસથી ભરેલી જિને
દેવની અથવા સતજનોની મુખ-મુદ્રાના દર્શન કરવાથી, તે

ના પવિત્ર ગુણો ગાવાથી, સુગંધી દ્રવ્યો વડે તેમની સેવા ભક્તિ કરવાથી અને તેમના ઉત્તમ અંગનો પૂજ્યભાવે સ્પર્શ કરવાથી રાગદ્વેષાદિ મલિન વિકારો જલદી દૂર થવા પામે છે પરંતુ જો એથી વિરૂદ્ધ વર્તન કરવામાં આવે છે તો તેથી એજ રાગાદિ મલીન વિકારો પુષ્ટ થવા પામે છે આત્માને દૈવયોગે પ્રાપ્ત થયેલા આ દેહરૂપ મહેલમાં રહેલાં ઇન્દ્રિયાદિક દ્વારરૂપ છે, તેનો સદુપયોગ કરવો એ આત્માનું ખાસ કર્તવ્ય છે ઇન્દ્રિયોરૂપી દાસીઓને વશ નહિ થતાં અવ્યભિચારી વૃત્તિ વડે તેમને જ વશ કરી લેવી જરૂરની છે તેમને વશ કરી લગામમાં રાખી–સ્વહિત કાર્યમાં યોજી દેવી જોઇએ, જેથી તે ઉન્માર્ગગામી થવા પામે નહિ, પણ સન્માર્ગગામી બની, આત્માનું કલ્યાણ સાધી આપવામાં તે સહાયભૂત બને. આત્માનું જલદી સ્વહિત સાધી શકે આવા પવિત્ર હેતુથી પૂર્વ મહા પુરૂષપ્રણીત ઇન્દ્રિયપરાજય શતક નામના ઉમદા ગ્રન્થનો ભાવાર્થ ભવ્યાત્માઓએ નિજ હૃદયોમાં અવધારી, ઇન્દ્રિયોને પરાધીન થઇ રહેવાની પડેલી ટેવને સુધારી, એમને ઉપર જણાવેલી યુક્તિવડે સ્વવશ કરી, નિજ હિત કાર્યમાં યોજી નિજ માનવભવની સાર્થકતા કરી લેવી જોઇએ

(સ. ક. વિ.)



## વીર્યનાશના મુખ્ય લક્ષણો.

'વીર્યરક્ષા એ જ જીવન છે અને વીર્યનાશ એજ મૃત્યુ છે' —આરોગ્યશાસ્ત્ર

૧ જે કામપીડિત અને વીર્યઘ્ન (વીર્યને નષ્ટ કરનાર) છે, તે મહાપુરૂષોની આંખો સામે આંખો રાખીને દેખી શકતો નથી કોઈ ગુન્હેગારની માફક શરમાળ બની જાય છે અને નીચુ મોઢું કરી અહીં તહીં જોયા કરે છે

૨ ઘણા ચાલાક અને ધૂર્ત છોકરાઓ ખોટેખોટા પોતાની છાતી બહાર કાઢીને રૂઆબભર્યા અહીં તહીં ફર્યા કરે છે આ પ્રમાણે છાતી બહાર કાઢવાનું કારણ પોતાના દુર્ગુણો છુપાવવાનુ અને પોતાને બીજાની દૃષ્ટિએ નિર્દોષ અને સશક્ત બતાવવાનુ છે અને તેથી જ તેઓ દમામભર્યા છાતી ફુલાવીને ફર્યા કરે છે,

૩ જે વિષયી હોય છે તેનો આનંદમય અને હસમુખો ચહેરો પીળો અને ઉદાસ બની જાય છે, તેની મુખકાન્તિ નિસ્તેજ બની જાય છે, તેનો પ્રસન્ન સ્વભાવ જતો રહે છે અને તેને બદલે તે ચીડિયલ, ક્રોધી અને કઠોર સ્વભાવનો બની જાય છે

૪ ગાલ ઉપર જે લાલગુલાબી (રતાશ) હોવી જોઇએ તે ઝાંખી પડતી જાય છે અર્થાત કાળા ડાઘા પડવા લાગે છે આ અત્યંત વીર્યનાશનુ નિશ્ચિત લક્ષણ છે

૫ આંખો અને ગાલની અંદર ખાડા પડવા લાગે છે અને ત્યાના હાડકાઓ બહાર આવતા જાય છે આ પણ વીર્યનાશને સૂચિત કરે છે

૬ વિષયી માણસોના વાળ એકદમ ખરી જાય છે મુછો પીળી અને લાલ બની જાય છે સફેદ વાળ થઇ જવા એ પણ વીર્યનાશનુ સ્પષ્ટ લક્ષણ છે

૭ કોઇ પણ જાતનો રોગ ન હોવા છતા અકાળમા જ વૃદ્ધપુરૂષની માફક દુર્બલ અને ઢીલાઢબ બની જવુ અને થોડુ પણ કામ કરવાથી કે થોડુ પણ દોડવાથી હાફવા માડવુ અને દરેક કાર્યમા નિરૂત્સાહ બતાવવો તે પણ વીર્ય નાશ જણાવે છે

૮ ચિત્તમા કુચિંતાઓનુ વધી જવુ, થોરો પણ ડર લાગવાથી છાતીમા હદ ઉપરાત ધડાકા થવા લાગે અને થોડુ પણ દુખ પહાડ જેવુ લાગે આ બધા કારણો વીર્યનાશને સૂચવે છે

૯ અસ્વાભાવિક ભૂખ લાગવી, ભૂખ હોવા છતા અન્ન ઉપર રૂચિ ન થવી, નિયમસર ભૂખ ન લાગવી અને શરીરમા કબજીયાત વધી જવી–આ બધુ વીર્યનાશનુ જ પરિણામ છે

૧૦ નિયમસર નિદ્રા આવે નહિ રાત્રે વારવાર નિદ્રા ન આવવાને કારણે ઉઠી જવાય સવારે નિયમસર ઉઠી શકાય

નહિ. ઉઠતી વખતે નિરૂત્સાહ અને આલસ્ય જણાવા લાગે અને આંખો બળવા લાગે આ બધા કારણો વીર્યનાશના સૂચક છે

૧૧ રાત્રે સ્વપ્નદોષ થવો એ ચિત્તવિક્રિયા ( મનોવિકાર ) થવાનુ મુખ્ય કારણ છે

૧૨ વીર્ય પાણી જેવુ પાતળુ થઇ જવુ અને પેશાબ કરતી વખતે વીર્યનુ સ્ખલન થવુ આ પણ હસ્તમૈથુનનુ મુખ્ય ચિહ્ન છે હસ્તમૈથુનનુ અતિમ ભયાનક પરિણામ પુરૂષત્વનો નાશ છે

૧૩ વારવાર પેશાબ કરવા જવુ તથા ગરમી પ્રમેહાદિ રોગો વધી જવા તે વીર્યનાશને સૂચવે છે

૧૪ હાથ પગ અને શરીર આખો દિવસ ફાટવા લાગે, હાથપગમા શિથિલતા વધે પ્રમાણમા વધી જાય તે પણ વીર્યનાશનુ ચિન્હ છે

૧૫ પગના તળિયામા તેમ જ હાથની હથેલીમા પરસેવો થવો તે વીર્યભ્રષ્ટતાનુ મુખ્ય લક્ષણ છે

૧૬ હાથપગમા પ્રાય કપારી છૂટવા લાગે, ( હાથમાં પકડી રાખેલો કાગળ પડી જાય અથવા તો હાથમા રાખેલી ચીજ નીચે પડી જાય વગેરે હાથની કપારીનુ કારણ છે ) આ વીર્યનુ સ્ખલન સૂચવે છે

૧૭ નાટક, ઉપન્યાસ આદિ, શૃગારિક પુસ્તકો વાચવામા વધારે અભિરૂચિ રાખવી, તે મનોવિકૃતિનુ કારણ છે

૧૮ સ્ત્રીઓ સાથે વારવાર સમાગમ કરવો અથવા તો ગીધ તેમજ ઉંટની માફક માથુ ઊંચુ કરીને સ્ત્રીઓ તરફ કામદૃષ્ટિથી દેખવુ એ ચિત્તની વિક્રિયા સૂચવે છે

૧૯ કોઇ કોઇ વાર ઉઠતી વખતે એકાએક આખે અધારા આવી જવા અથવા તો મૂર્છા આવી જવી તે અત્યન્ત વીર્યનાશનુ પરિણામ છે

૨૦ સ્મરણશક્તિનો અત્યન્ત હ્રાસ થઇ જવો અથવા માથુ હમેશા ભારથી લદાયેલુ માલુમ પડવુ તે પણ મનો વિકારનુ અશુભ પરિણામ છે

૨૧ શરીરસ્વાસ્થ્ય બરાબર રહે નહિ, ઋતુનુ પરિવર્તન સહી શકાય નહિ આ વીર્યનુ સ્ખલન જણાવે છે

નીચે લખેલા બીજા કાર્યો વીર્યસ્ખલન અને મનોવિકારને સ્પષ્ટરૂપે સૂચવે છે

૨૨ મન હમેશા ભમ્યા કરે કોઇ વાતનો નિશ્ચય કરી શકે નહિ, કામપૂર્ણ વિચારોમા મન હમેશા નિમગ્ન રહે

૨૩ આખો આખો દિવસ બળ્યા કરે આખોમાથી પાણી હમેશા વહ્યા કરે.

૨૪ ક્ષણ ક્ષણમા રૂષ્ટ અથવા તુષ્ટ થઈ જવુ

૨૫ માથામા કમરમા અથવા છાતીમા વારવાર દુ ખ નુ પેદા થવુ

૨૬ મો આવી જવુ મોઢામાથી તેમ જ શરીરમાથી દુર્ગન્ધ નીકળવી. (એટલા માટે દાતને તદ્દન સાફ રાખવા જોઇએ )

૨૮ વૃષણુ (અંડ) ની વૃદ્ધિ થવી અને તેનુ વિશેષ લટકયા કરવુ

૨૯ સ્વરની કોમળતા નષ્ટ થઈ જાય અને તેને બદલે કઠોરતા (રૂક્ષતા) ની વૃદ્ધિ થાય

૩૦ છાતી વાંકી વળી જાય અને છાતીના હાડકા બહાર નીકળી આવે

૩૧ આખમા કાલિમા (કાળાશ) વધી જવી.

૩૨ કામવાસનામા ખુચેલુ મન નિગ્રહિત ન થવુ

૩૩ ઘણીવાર દુખ અને પશ્ચાત્તાપના અતિરેકમા આત્મહત્યા કરવાનો પણ વિચાર કરી લેવો તે પણ વીર્યનાશનુ મુખ્ય લક્ષણ છે

ॐ

## વીર્ય

'વીર્ય જ મનુષ્યશરીરનુ જીવન છે. તે બગડી જવાથી રક્તનો નાશ થાય છે અને અતે તે સુધરવાનો પણ અસભવ થઈ જાય છે
—ડૉ. પી ટી હાર્ન

આપણે જે ભોજન કરીએ છીએ તેના જઠરાગ્નિથી બે વિભાગ પડી જાય છે એક સાફ અને બીજો કચરો સાફ લોહીરૂપ થાય છે અને કચરો મલમૂત્રરૂપ થાય છે રસનુ ક્રમશ લોહી માસ, ચરબી, હાડકા, મજ્જા અને વીર્ય બને છે આ બધામા વીર્ય શ્રેષ્ઠ છે જેમ દુધનો સાર ઘી છે તેમ ભોજનનો સાર વીર્ય છે એક મણ ભોજનનુ એક શેર લોહી બને છે અને એક શેર લોહીનુ અઢી તોલા વીર્ય બને છે એવુ વૈદ્યોનુ માનવુ છે જેમ સૂર્ય પોતાના તેજથી દેદીપ્યમાન લાગે છે તેમ જેના શરીરમા વીર્ય સુરક્ષિત છે તે શરીર પણ દિવ્ય પ્રકાશમય બને છે

વીર્યનુ સ્થાન આખુ શરીર છે જેમ ફુલમા સુગ ધ, શેરડીમા રસ, તલમા તેલ અને દુધમા ઘી વ્યાપી જઈને રહે છે, તેવી જ રીતે વીર્ય પણ શરીરના બધા ભાગમા રહે છે જેમ પદાર્થોમાથી તત્ત્વ કાઢી નાખવામા આવે તો તે નિ સત્વ બની જાય છે સુગ ધ અને રસ નીકળી જવાથી ફુલ

અને શેરડી ઘાસરૂપ બની જાય છે, તેલ નીકળી જવાથી તલનો ખોળ બાકી રહે છે અને ઘી નીકળી જવાથી દૂધ સાર રહિત બની જાય છે, તે જ પ્રમાણે વીર્ય અર્થાત્ જીવનસત્વ નષ્ટ થઇ જવાથી મનુષ્ય જીવિત છતા મૃતપ્રાય બની જાય છે અને તેનુ જીવન ભારરૂપ બની જાય છે

આખ, કાન, નાક, મસ્તિષ્ક, છાતી, કમર અને હાથપગ વગેરે બધી ઇદ્રિયોને બળ આપનાર વીર્ય જ છે વીર્યનો નાશ કરવો એ જ શરીરનો નાશ છે અને તેની રક્ષા કરવી એ જ શરીરની રક્ષા છે કહ્યુ પણ છે કે વીર્યરક્ષા એ જ જીવન છે અને વીર્યનાશ એ જ મરણ છે વાસ્તવમા આ વાત યથાર્થ છે

વીર્ય જ માનસિકશક્તિનુ પ્રભવસ્થાન છે, વીર્ય જ સ્મરણશક્તિને વધારનાર છે, વીર્ય જ આરોગ્યતાનુ મૂળ છે, વીર્ય જ તેજનો ભડાર છે અને વીર્ય જ બધા સુખને દેનાર છે વીર્ય બુદ્ધિમાન પુરૂષને બુદ્ધિ, બલવાન પુરૂષોને બળ, કલાધારીઓને કળા અને વીરપુરૂષોને વીરતા આપે છે વીર્યમા મહાન્ શક્તિઓ રહેલી છે તે શોધકોને સિદ્ધિ આપે છે, ધન ચાહનારાઓને ધન પેદા કરાવે છે, વિદ્યાર્થીઓને વિદ્યાપ્રદાન કરાવે છે, જ્ઞાનીઓને જ્ઞાન પ્રગટ કરાવે છે, ચારિત્રધારીઓને સચ્ચારિત્રની પ્રાપ્તિ કરાવે છે, ધ્યાતાઓને ધ્યાનસિદ્ધિ કરાવે છે અને મુમુક્ષુઓને મોક્ષપ્રાપ્તિ કરાવે છે

જેમ વિદ્યુતથી, પાણીથી અથવા અગ્નિથી બનેલ વરાળથી અનેક પ્રકારની વનસ્પતિઓ પેદા થાય છે તદનુસાર,

અદ્દભુત શક્તિવર્ધક વીર્યથી અનેક પ્રકારની શક્તિઓ તેમજ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે

સુજ્ઞજનો વીર્યનું મૂલ્ય સમજીને તેની રક્ષા કરે છે જ્યારે જડપુરૂષો અજ્ઞાનવશ તેની કીંમત આંકયા વગર વ્યર્થ ગુમાવે છે.

જ્ઞાની અને અજ્ઞાની પુરૂષોમા માત્ર એટલો જ ફેર છે કે જ્ઞાનીપુરૂષો પૂર્વાપરનો, હિતાહિતનો, કૃત્યાકૃત્યનો યોગ્યાયોગ્યનો વિચાર કરી શકે છે જ્યારે અજ્ઞાની પુરૂષો પૂર્વાપરનો વિચાર કર્યા વિના અકૃત્ય કરી બેસે છે



## વીર્યરક્ષા

મૃત્યુવ્યાધિજરાનાશિ પીયુષ પરમૌષધમ્ ।
બ્રહ્મચર્યં મહદ્રત્નં સત્યમેવ વદામ્યહમ્ ॥

બ્રહ્મચર્ય, મૃત્યુ, વ્યાધિ અને ઘડપણનો નાશ કરનાર છે, તે અમૃતમય, પરમઔષધરૂપ અને મહાન્ રત્ન-સમાન છે એ હુ સત્ય કહુ છુ —ધન્વન્તરિ

વીર્ય એક અમૂલ્ય વસ્તુ છે એક વાર સંભોગ કરવાથી આખા મહીનામા સચિત કરવામા આવેલુ વીર્ય નષ્ટ થઇ જાય છે એટલા માટે સયમ અર્થાત્ વીર્યરક્ષાની કેટલી આવશ્યકતા છે, તે પાઠક સ્વય સમજી શકે છે

સામાન્યતઃ મનુષ્યની ઉમર સૌથી વધારે એક સો વર્ષ ગણવામા આવે છે, પરતુ ભારતદેશની સરેરાશ ઉમર ૨૩ વર્ષ કહેવાય છે, જ્યારે ઇંગ્લેન્ડ, અમેરિકા આદિ દેશોમા સરેરાશ ઉમર ૫૦થી ૬૦ વર્ષ સુધીની છે આનુ મુખ્ય કારણ એ જ છે કે ભારતવર્ષમા વીર્યરક્ષાના નિયમોનુ પાલન કરવામા આવતુ નથી, જ્યારે તે દેશોમા વીર્યરક્ષાના નિયમો પાળવામા આવે છે

વીર્યની રક્ષા માટે પચીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવું આવશ્યક છે બાલવયમા જે વિવાહ કરી લે છે તે પોતાનો તો શત્રુ છે જ પણ સાથે સાથે જાતિ અને દેશની પણ તે શત્રુતા કરી રહ્યો છે, કારણ કે બાલવયમા વિવાહ કરવાથી ભાવિ પ્રજા દુર્બલ, મ દબુદ્ધિવાળી, નિરુત્સાહી, ઈર્ષાળુ, ક્રોધી, કાયર, રોગી, અ૫ાયુવાળી, વિષયી અને પ્રમાદી પેદા થાય છે

આ ભયકર પાપથી આપણે બચીએ એ જ પ્રાર્થના છે

જે પચીસ વર્ષ સુધી અખડ બ્રહ્મચર્ય પાળે છે તેના સન્તાનો પણ પગક્રમી બને છે વિવાહ કર્યા પછી વીર્યરક્ષા કરવાની જરૂર નથી, એ માન્યતા ખોટો ભ્રમ છે

વાસ્તવમા તો સ્ત્રીસંસોગ કેવળ સતાનોત્પત્તિ માટે કરવામા આવે છે, વિષયવાસનાને તૃપ્ત કરવા માટે નહિ જે ઉપર્યુક્ત વાતનો સ્વીકાર કરતા નથી તેઓ ભૂલ કરી રહ્યા છે, કારણ કે જેવી રીતે ખેતી સારી કરવાથી સારો પાક થાય છે, છતા પણ તીરા અને અતિવૃષ્ટિને કારણે સારો પાક પણ ખરાબ થઇ જાય છે તેવી જ રીતે પચીસ વર્ષ સુધી બ્રહ્મચર્યનુ પાલન કરવા છતા પણ પછીથી જો વિષયસેવનમા સયમ રાખવામા ન આવે તો શક્તિ, બળ, બુદ્ધિ અને શરીરનો હ્રાસ અવશ્ય થાય છે

વીર્ય પચીસ વર્ષે પકવ બને છે, પરતુ તેનો પૂર્ણ સચય ચાલીસ વર્ષે જ થાય છે જો કોઇ ચાલીસ વર્ષ સુધી પૂરા સયમી રહે તો તે નિ સંદેહ દિવ્યશક્તિને પામી શકે છે પ્રાચીન સમયમા પચીસ વર્ષથી ઓછી ઉંમરે વિવાહ કરવામા આવતો નહિ જો કોઇ બ્રહ્મચર્યાશ્રમના વ્રતનો નાની ઉંમરે ભગ કરે તો તે મહ ન

અપરાધ ગણવામા આવતો હતો, એટલા જ માટે ભારતવર્ષ તે સમયે સસારનો શિરોમણિ અને ગુરુ માનવામા આવતો હતો

જો કોઇ મનુષ્ય જીવનપર્યંત અખડ બ્રહ્મચારી રહે અને આત્મતત્ત્વનુ ચિતવન કરી આત્મધ્યાન ધરે તો પરમાત્મસ્વરૂપ પ્રકટાવી શકે છે અને મોક્ષનો અધિકારી બની શકે છે જો જીવનપર્યંત બ્રહ્મચર્યવ્રત પાળી શકીએ નહિ તો ગૃહસ્થવ્રત અર્થાત સ્વપત્નીવ્રત તો અવશ્ય પાળવુ જોઇએ

સ્ત્રીઓની પ્રધાન ધાતુઓ ૧૬ વર્ષ સુધી અપક્વ રહે છે એટલે ૧૬ વર્ષ સુધી સ્ત્રીઓને અખડ શીલવ્રત પાળવુ જોઇએ ૧૬ વર્ષથી ૨૪ વર્ષ દરમ્યાન સ્ત્રીઓની પ્રધાન ધાતુઓનો પૂર્ણ સચય થાય છે, જે પુરુષોને ચાલીશ વર્ષે થાય છે જો પુરૂષો ચાલીશ વર્ષ સુધી અને સ્ત્રીઓ પચીસ વર્ષ સુધી સયમી રહે તો સુખીકાળ કહો અથવા સતયુગનો જમાનો આવે

વિવાહ કર્યા બાદ દપતીધર્મની રક્ષા પૂર્ણપણે કરવી જોઇએ આખા શરીરરૂપી રાજ્યમા વીર્ય એક રાજારૂપ છે, તે વીર્યરૂપી રાજા જે શરીરરૂપી રાજ્યમા શાસન કરે છે તે શરીરરાજ્ય ઉપર રોગરૂપી શત્રુઓ હુમલો કરીને વિજય પ્રાપ્ત કરી શકતા નથી

બ્રહ્મચર્યનુ માહાત્મ્ય આપણા પૂર્વજોએ ધર્મશાસ્ત્રોમા ઘણુ બતાવ્યુ છે વાસ્તવમા તે આચરણીય છે બ્રહ્મચર્યનુ પાલન કેવળ ધાર્મિકદૃષ્ટિએ નહિ પણ આરોગ્યની દૃષ્ટિએ પણ આચરવુ અત્યાવશ્યક છે દુર્વાસનાને પોષી જીવનને દુખમય બનાવવુ એ કેવળ મૂર્ખતા જ છે જીવનનો સત્ય આલ્હાદ બ્રહ્મચર્યસેવનમા રહેલો છે જો જીવનસૌદર્યનો આનદ આપણે ચાહતા હોઇએ તો વિષયવાસનાનો ત્યાગ આવશ્યક છે

## બ્રહ્મચર્ય વિષે સુભાષિતો

### બ્રહ્મચર્યની વ્યાખ્યા

कायेन मनसा वाचा, सर्वावस्थासु सर्वदा।
सर्वत्र मैथुनत्यागो, ब्रह्मचर्यं प्रचक्षते ॥

અર્થ —મનથી, વચનથી અને કાયાથી સર્વક્ષેત્રે, સર્વકાળે અધી અવસ્થાઓમા મૈથુનનો ત્યાગ કરવો તે બ્રહ્મચર્ય કહેવાય છે ' वीर्यनिरोधो हि ब्रह्मचर्यं ' અર્થાત્ વીર્યનો નિરોધ કરવો એ જ બ્રહ્મચર્ય છે આ બ્રહ્મચર્યની સામાન્ય વ્યાખ્યા કહેવામા આવે છે

મન, વાણી અને કર્મથી સંપૂર્ણ સંયમ પાળ્યા વિના આધ્યાત્મિક પૂર્ણતા પ્રાપ્ત થઈ જ ન શકે

### બ્રહ્મચર્યમાહાત્મ્ય

तुर्यं ब्रह्मव्रत नाम, परमब्रह्मकारणम्।
शौचाना परम शौच, तपसा च पर तप ॥

અર્થ —પાચ મહાવ્રતોમા ચોથુ બ્રહ્મચર્ય નામનુ વ્રત છે, તે પરમબ્રહ્મનુ કારણભૂત, બધા શૌચોમા ઉત્કૃષ્ટ શૌચરૂપ અને બધા તપોમા ઉત્કૃષ્ટ તપરૂપ છે

प्राणभूत चारित्रस्य, परमब्रह्मकारणम् ।
समाचरन् ब्रह्मचर्यं, पूजितैरपि पूज्यते ॥

અર્થ -તે બ્રહ્મચર્ય નામનુ મહાવ્રત ચારિત્રનુ પ્રાણભૂત છે અને પરમબ્રહ્મનુ કારણભૂત છે જે બ્રહ્મચર્યનુ આચરણ કરે છે તે પૂજ્યલોકોથી પણ પૂજાય છે

ब्रह्मचर्यं पर ज्ञान, ब्रह्मचर्यं पर बलम् ।
ब्रह्मचर्यमयो ह्यात्मा, ब्रह्मचर्ये व तिष्ठति॥

અર્થ —બ્રહ્મચર્ય ઉત્કૃષ્ટ જ્ઞાનરૂપ છે બ્રહ્મચર્ય ઉત્કૃષ્ટ બળરૂપ છે બ્રહ્મચર્યમય આત્મા છે અને તે બ્રહ્મચર્યમા જ રહે છે

तवेसु वा उत्तम बमचेर
तपो वै ब्रह्मचर्यम्

અર્થ —બધા તપોમા બ્રહ્મચર્ય સર્વશ્રેષ્ઠ તપ છે

मरणं विन्दुपातेन जीवन विन्दुधारणात् ।

અર્થ —બ્રહ્મચર્ય એ જ જીવન છે અને વીર્યનાશ એ જ મૃત્યુ છે

બ્રહ્મચર્યવ્રત અનેક વિકારો અને પશુવૃત્તિઓ ઉપર ભારે અંકુશરૂપ થઇ પડે છે, વિવાહિતજીવનને પણ એ કવચ સમાન છે

विषयोंसे मनको तृप्त कराना नहीं अच्छा ।
जलती अग्निको घीसे बुझाना नहीं अच्छा ॥

અર્થ —વિષયવાસનાથી મનને તૃપ્ત કરવુ તે ઠીક નથી કારણ કે તે બળતી અગ્નિમા ઘી હોમવા જેવુ છે

ધન ગુમાવ્યુ હોય તો કાંઈ ખોયુ નથી, તદુરસ્તી ગુમાવી હોય તો કાંઈ પણ (થોડુ) ગુમાવ્યુ છે, પણ જો ચારિત્ર ગુમાવ્યુ ત્યારે બધુ ગુમાવી દીધુ છે તેમ સમજજો

ज्ञानस्य फल विरति

અર્થ – જ્ઞાનનુ ફલ ચારિત્ર છે

भुक्ता न भोगा वयमेव भुक्ता'

અર્થ —આપણે ભોગો તો ભોગવ્યા નહિ, પણ ભોગોએ જ આપણો ભોગ કરી લીધો

જો તમે તમારી દુર્વાસનાઓ ઉપર અકુશ રાખશો નહિ તો તે તમને પોતાના તાબામા કરી લેશે.

જે પોતાની જાતે પોતાની ઉપર રાજ્ય કરે છે અને દુર્વાસના, ઇચ્છા અને ડર ઉપર હકુમત ચલાવે છે, તે રાજા કરતા પણ વધારે બળવાન છે

જે પોતાની દુર્વાસનાઓ ઉપર હકુમત ચલાવે છે તે પોતાના સાૈથી મોટા દુશ્મનને જીતે છે

## બ્રહ્મચર્ય વિષે સામાન્ય બોધ

સચમનો નિશ્ચય કરવામા કોઈની ઘડી પણ રાહ જોવી નહિ આ સત્સિદ્ધાત છે

વિષયેન્દ્રિયને કાબૂમા રાખવા માટે સર્વપ્રથમ સ્વાદેન્દ્રિયને કાબૂમા રાખવી આવશ્યક છે

સાચા જિતાત્મા બનવા માટે વિકારો સાથે અનત લડાઇઓ લડવી જોઇએ

મનની અંદર ઉત્પન્ન થતા દુષ્ટ મનોવિકારની સામે બહાદુરીથી લડવું જોઇએ, જે તેમના ઉપર જય મેળવે છે તે ત્રિભુવનનો વિજેતા છે

સંયમ વિવાહિતજીવનમાં પ્રવેશ ન કરે તો વિવાહિત જીવનનો હેતુ જ નષ્ટ થઇ જાય છે

ગુપ્ત પાપકૃત્યનું પ્રાયશ્ચિત્ત આત્મસંયમ જ છે

જે માણસને અમુક સંજોગોમાં રસ્તા ઉપર થુંકવાની છૂટ ન હોય તો તેને તેના વીર્યને જ્યાં ત્યાં વાવરવાની શી રીતે છૂટ હોઇ શકે?

બ્રહ્મચારી યુવકના આનંદ, ઉલ્લાસ, પ્રસન્નતાયુક્ત આત્મશ્રદ્ધા ક્યાં અને વિષયવાસના અશાંતિ અને ઉન્માદ ક્યાં? ક્યાં બ્રહ્મચારીનું સુદૃઢ, નિરોગી શરીર અને ક્યાં સ્વેચ્છાચારીનું સડેલું રોગધામ શરીર?

## આરોગ્યની દૃષ્ટિએ બ્રહ્મચર્ય

શરીરે સુખી તો સુખી સર્વ વાતે,
શરીરે દુખી તો દુખી સર્વ વાતે.

शरीरमाद्यं खलु धर्मसाधनम्

અર્થ—શરીર જ પ્રથમ ધર્મનું સાધન છે

दीर्घायुर्ब्रह्मचर्यया

અર્થ—બ્રહ્મચર્યથી દીર્ઘાયુ થવાય છે

धर्मार्थकाममोक्षाणामारोग्यं मूलमुत्तमम् ॥

અર્થ—ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચાર પુરૂષાર્થોની સિદ્ધિમાં આરોગ્ય મૂળ કારણ છે

શાંત બને યૌવનમહીં, સત્ય તે જ છે વીર,
વીર્યનષ્ટ થઇને પછી, કાયર બને ગભીર

અર્થ —જે મનુષ્ય યૌવનમા શાન્ત રહે છે તે જ સાચો વીરપુરુષ છે વીર્યનષ્ટ થઇ ગયા પછી પરવશ થઈને કોણ ગભીર બનતુ નથી ?

આત્મનિગ્રહથી સ્વાસ્થ્યને હાનિ થતી નથી, એટલુ જ નહિ પણ તે સ્વાસ્થ્યનુ એક જ અમોઘ સાધન છે

## કામવિકારનુ દુષ્પરિણામ

બ્રહ્મચર્યમા સ્વાસ્થ્ય છે અસયમમા અનેક રિપુઓને નોતરવાપણુ છે બ્રહ્મચર્યનો પહેલીવાર ભગ કરનાર યુવાન ભલે સમજે કે તે ઘડીકની ગમત કરી લે છે, પણ તે તો ચેતનની બાજી ખેલે છે એ ચેતનનો એક વાર નાશ કર્યા પછી ફરી ફરીને તેની ઇચ્છા પ્રગટે છે અને તે જિતાત્મા મટીને કામદાર બને છે અનેક ખીલતા જીવનો આમ એકવાર અજાણ્યે બ્રહ્મચર્યનો ભગ કર્યાથી જ ધૂળ મળ્યા છે, એમ સાચા કેળવણીકારોએ તેમજ ધર્મોપદેશકોએ કહ્યુ છે

કામથી ( વિષયવાસનાથી ) શોક થાય છે, કામથી ભય થાય છે કામથી મુક્ત થયેલાને શોક નથી તો ભય કયાથી હોય ?

કામભોગો માત્ર ક્ષણિક સુખને આપનારા છે, પણ તે લાબા કાળ સુધી દુ ખ દેનારા છે તે અલ્પ સુખ અને અતિશય દુ ખકર છે તે મુક્તિમાર્ગમા વિઘ્નરૂપ છે અને અનર્થની ખાણરૂપ છે

જેમ કિપાકફળનુ પરિણામ સારૂ આવતુ નથી, તેવી જ રીતે ભોગવેલા ભોગોનુ પરિણામ સારૂ આવતુ નથી

આજે જે અવ્યવસ્થિતપણું, કઠણ અને અનવરત શ્રમ કરવાની અરુચિ, સખત મહેનત કરવાની શારીરિક અશક્તિ, ભારે ઉત્સાહથી આરંભેલા સાહસોનું ભાગી પડવું, નવું ઉત્પન્ન કરવાની શક્તિનો અભાવ જ્યાં ત્યાં દેખાય છે એ બધાં અતિશય વિષયભોગના પરિણામ છે

જે સુરત વીર્યહીન સો વર્ષ જીવે તે કરતાં દૃઢવીર્યમાં પ્રયત્નવાળાનું એક દિવસ જીવ્યું શ્રેય છે

આ બીભત્સ સાહિત્ય અસંખ્ય માણસો ઉપર પ્રબળ સત્તા ચલાવે છે અને એ સાહિત્યનો ધીકતો વેપાર બતાવે છે કે અસંખ્ય માણસો પોતાના મનમાં વિષયસૃષ્ટિ રચીને પાગલખાનાની બહાર હોવા છતાં પાગલની માફક ફર્યા કરે છે આજના જમાનાના વર્તમાનપત્રો અને પુસ્તકોના દુરૂપયોગથી મનુષ્યોના મન એવા તો સડી ગયા છે કે દરેક જણ વર્તમાનનું કર્તવ્ય ભૂલી પોતપોતાની સ્વપ્નસૃષ્ટિમાં ગરક થઈ ફર્યા કરે છે

વિષયેચ્છા એવી છે કે બુદ્ધિ અને સંકલ્પશક્તિ બન્નેના અંકુશને એ આધીન છે વિષયેચ્છા જ છે, પણ વિષયની હાજત તો નથી જ, કારણ એ હાજત એવી નથી કે તે સંતોષાય નહિ તો જીવન ન ચાલે

## બ્રહ્મચર્યનું ફળ

चिरायुष सुसंस्थाना दृढसंहनना नरा ।
तेजस्विनो महावीर्या भवेयुर्ब्रह्मचर्यत: ॥

અર્થ—બ્રહ્મચર્ય પાળવાથી મનુષ્યો દીર્ઘાયુષ્યમાન, સારા સંસ્થાનવાળા, સંગઠિત શરીરવાળા, તેજસ્વી અને મહાન્ પરાક્રમી થાય છે